આ નાટક ભજવવાની

# ઘોડાચોર



વિલાયતમાં મનાઇ છે.

ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પઃ :છવીસમું

# ઘોડા ચોર

( The Shewing up of Blanco Posnet )

લખનારઃ

જ્યોર્જ બર્નાર્ડ શૉ




પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦-કેળાંપીઠ

સુરત

મુદ્રકઃ પ્રકાશક
નટવરલાલ વીમાવાળા
ગાંડીવ મુદ્રણાલય
કેળાંપીઠ
સુરત



બર્નાર્ડ શૉ કૃત
ગોરા કે ગોઝારા ? ૦-૨-૦
છજ્જનો રોમાંચક કિસ્સો
હૈયામાં આગ સળગાવશે

પ્રથમાવૃત્તિ
૧૯૮૭ ૧૯૩૧
કિમ્મત
૦-૬-૦

# મનાઈ હુકમ

આ નાનકડી નાટિકા ખરૂં જોતાં તો નાટકના સ્વરૂપમાં ધાર્મિક ઉપદેશપત્રિકા છે. જો આપણું બણુચક નાટયનિયમન ખાતું એને ભજવવા દે તો દરેક જાતના પદ્ધતિસર, ચાલુ ઉપ-દેશવ્યાખ્યાનોની મશ્કરી કરવામાંજ જેઓ ગૌરવ માને છે એવા આપણા નિરંકુશ પ્રેક્ષકોમાંના એક મોટા વર્ગના અવળપંથી આત્માને એ સીધી દષ્ટિ આપે અને તેમની ઉણીઅધુરી સ્વ-માનવૃત્તિને સબળ બનાવે. એવી પરવાનગી નથી મળતી તેથી મને તો ગયે વરસે દિવાને ખાસ અને દિવાને આમે મળી જે એકત્ર સમિતિ નાટકનિયમનપદ્ધતિ વિષે તપાસ કરવા નીમી હતી તેનો ઇતિહાસ કહેવાની તકજ સાંપડે છે............................

× × ×

એટલુંજ કહેવાનું રહે છે કે 'બ્લેંકો પોસ્નેટ'ને ઈંગ્લેંડ સ્કોટલેંડ તથા વેલ્સમાં જાહેર રીતે ભજવવા માટેની લોર્ડ ચેમ્બરલેન તરફની મનાઇ હજુ ચાલુજ છે. આયર્લાંડના લોર્ડ લેફ્ટેનન્ટની ગેરહાજરીમાં કેટલાક મૂરખ સરકારી અમલદારોએ આયર્લાંડમાં પણ એને ભજવાતું અટકાવવાનો પ્રયાસ કર્યો હતો. એમના આ પ્રયાસથી બ્લેંકો પોસ્નેટના પ્રયોગને ખૂબજ અવનવી જાહેરાત મળી ગઇ. આ પ્રયોગથી ધર્મની ભારે મોટી વંચના થશે, અને સીન્જ કૃત 'પ્લેબોય ઓફ ધ વેસ્ટર્ન વર્લ્ડ,' નાટકના શરૂઆતના પ્રયોગ અતિશય લાગણીવશ ને ગુસ્સો ચઢે ત્યારે ભારે તોફાની બની જાય એવા પ્રેક્ષકવર્ગ આગળ ભજવાયા ત્યારે જે હુલ્લડ ફાટી નીકળ્યું હતું તેની પુનરાવૃત્તિ થશે એવું 'આયર્લાંડની પ્રજાને સમજાવવા-માં કશું બાકી રાખ્યું નહોતું. આયર્લાંડના 'રાષ્ટ્રીય નાટ્ય ગૃહ' (નેશનલ થીએટર) ના સંચાલકો શ્રીમતી લેડી ગ્રેગરી અને

વિલિયમ બટલર યીટસ બંનેએ એ વેળા પ્રસંગને અનુરૂપ ભારે હિંમત બતાવી. હું પોતે તો સમાધાનવૃત્તિવાળો છું, એટલે હંમેશ મુજબ, મારૂં પોતાનું ધાર્યું થયું હોત તો, બનતી સઘળી છૂટછાટ મૂકવા માટે મેં ઇચ્છા દર્શાવેલી. પણ લેડી ગ્રેગરી ને મી. યીટસે તો તલભાર પણ નમતું આપવાની સાવ ના પાડી, અને ઉલટું વીરને શોભે એવા યોગ્ય માર્ગે દરેક જાતના સામનાનો પ્રતિકાર કરવાનો આગ્રહ રાખી છેવટે સંપૂર્ણ વિજય મેળવ્યો. એથી ભારે વિજય તો કલ્પનામાં પણ આવી ન શકે. નાટકનો પ્રયોગ પણ કલ્પનાતીત સફળ થયો ને એની સામે કશો બબડાટ પણ નહોતો સંભળાયો; ઉલટું, કેટલાક સંમતિસૂચક વ્યાખ્યાનોજ એને અંગે થવા પામ્યા. પછીથી લેડી ગ્રેગરી અને મી૦ યીટસ એ પ્રયોગ કરવા લંડન પણ આવ્યા અને ખુદ લોર્ડ ચેમ્બરલૈન—નાટ્ય નિયામકની નાકની દાંડી સામે તે ભજવ્યો; પણ તે સ્ટેજ સોસાયટી–નાટ્યમંડળની મારફતેજ.

એ પછી, નાટક લોર્ડ ચેમ્બરલૈનની પરવાનગી માટે ફરી મોકલ્યું. પણ હારવા છતાં, ‘ કામ ન કરવાની કળા ’ માં તો એઓ ઉસ્તાદજ છે. સાહેબે પરવાનગી આપી તો ખરી, પણ પરવાનાપત્ર પર એવો શેરો માર્યો કે ભજવતી વેળા બ્લેંકો પોસ્નેટના સંભાષણમાં આવતા ઇશ્વર વિષેના ફકરાએ છોડી દેવા જોઇશે. નાટકનું બધુંય ખરબચડાપણું, એમાંનું વેશ્યાતત્વ, એમાંની નિરંકુશતા, એમાનું પીઠાનેજ છાજે એવું વિનોદતત્વ વગેરે જે બધાંની ઉપર નાટકમાં પ્રકાશ પાડયો છે, તેને પરવાનો મળે—પણ ખુદ પ્રકાશનેજ બુઝાવી નાંખો ! કહેવાની જરૂર નથી કે મેં એ પરવાનાનો ઉપયોગ નથી કર્યો ને કરવા ઇચ્છા પણ નથી. આજના નાટકોમાં પરવાના વડે પ્રવર્તતું અંધારૂં કંઇ ઓછું નથી કે મારે તેમાં કંઇ વધારે કરવો રહે.

૧૪-૭-૧૯૧૦ જ્યોર્જ બર્નાર્ડ શૉ

# જીવતો માણસ

એક
આછી
અધુરી
પિછાન



બર્નાર્ડ શૉ એટલે જીવતો માણસ. પોતાના "ફેનીઝ ફર્સ્ટ પ્લે" નામના નાટકની પ્રસ્તાવનામાં એ લખે છે "ઇંગ્લાંડના જુવાન જુવતિઓને રસ્તામાં મુડદાં પેરે ચાલતાં જોઉં છું ત્યારે મને તિરસ્કાર વછૂટે છે." એ જીવતો માણસ જર્નાલિસ્ટોને ચાબખા મારતો મારતો પોતાને જીવનભરનો પત્રકાર ગણાવે છે, ઇશ્વરને દુનિયાના સિંહાસનેથી ઉખેડી મૂકવા નીકળેલી પ્રજાને (રશિયન પ્રજાને) સૌથી વધારે ધર્મનિષ્ટ પ્રજા ગણાવે છે, સેંકડો વરસથી દુનિયાની સંમતિ ને પ્રશસ્તિ પામેલા શેક્સપીયરના નાટકોને ઉતારી પાડતાં કે હલકી કોટિના જાહેર કરતાં અચકાતો નથી; સંજોગાનુસાર જે માણસ પોતાના અભિપ્રાયો ન બદલે તેને એ બદમાશની પદવી આપે છે, પોતાની ચુમોતેરમી વરસગાંઠ ઉજવવાને માટે એ ઉજાણી મિજબાનીના ધાંધલ નથી કરતો પણ ઇંગ્લાંડના એક જુના અતિપ્રચલિત વહેમનો છડેચોક ભંગ કરીને તે એ ઉજવણીને સફળ માને છે; એવો એ જીવતો માણસ-બર્નાર્ડ શૉ—એ આજના યુરોપનો માનસ-

નેપોલિયન. પેલા નેપોલિયને તલ્વારથી યુરોપ ધ્રુજાવેલું. એ પોતાની કલમ વડે, પોતાના શબ્દો વડે ધ્રુજાવે છે.

× × ×

ઇલસ્ટ્રેટેડ વીકલી ટાઇમ્સમાં લગભગ આઠેક મહિના પર એ. કે. ચેસ્ટરટને બર્નાર્ડ શૉનું રેખાચિત્ર દોર્યું હતું. એમાં એણે સ્પષ્ટ શબ્દોમાં લખેલું: "નાટ્ય વિધાતાઓનો એ સમ્રાટ છે, આજનોજ નહિ, હવે પછીના ઘણા લાંબા કાળનો. એ સિંહાસન એનુંજ છે. કોઈ એના પર દાવો કરી શકે એમ નથી." અને બર્નાર્ડ શૉ પોતે પણ કહેતાં અચકાતો કે સંકોચાતો નથી કે "નાટકો લખતાં મને આવડે છે. મનેજ આવડે છે." તેમાં પણ જૂની, નાટકોને કવિતા[illegible] (અપદ્યાગદ્ય શૈલીમાં) લખવાની શેકસપીયર જેવી શૈલીને એ સાવ સહેલી ગણાવે છે. એવા એક નાટકની પ્રસ્તાવનામાં એ પોતે લખે છે કે આવું તો હું ત્રણ દિવસમાં ચીતરી કાઢું. ખરી ખૂબી તો ગદ્યનાટક લખવામાં છે. તેને માટે ભેજું જોઇએ છે. (ધી એડમીરેબલ બૅશવીલની પ્રસ્તાવના)

+ + +

"નિશાળમાં કશુંજ શીખ્યો નથી" એ તદ્દન સાચી વાત ખુલ્લે ખુલ્લી કહી તેમાં ગૌરવ લેનાર, ચાર આઠ વરસ જેમ તેમ નિશાળમાં વીતાવી દલાલને ત્યાં કારકુની કરનાર, પછી વળી લંડનમાં વરસો સુધી રખડી ખાનાર, ત્રણ ત્રણ વરસ સુધી એકજ કપડાંજોડી અને એકજ ટોપી પહેરી રાબડીભેર ગુજારો કરનાર અને એવા નવ નવ વરસના ગાળામાં કુલ ૮૦ રૂપીઆની જંગી રકમ કમાનાર, પાંચ પાંચ નવલકથાઓ લખવા છતાં કોઇનું જરાયે ધ્યાન ખેંચી ન શકનાર આ પંકજશિરોમણિનું પહેલુંજ નાટક જયારે પહેલીજ વાર ભજવાયું ત્યારે તેણે આખા લંડનને ખળભળાવી

મૂકયું, અને કોઇ નવોજ સિતારો ઉગ્યો છે એવી સમસ્ત પ્રજાને જાણ થઇ.

× × ×

૩૮–૩૯ વરસની વાત છે. લંડનનું એક નાટયગૃહ પ્રેક્ષકો–શ્રોતાઓથી ચીકાર ઉભરાતું હતું. 'વીડોઅર્સ હાઉસીસ'નું નાટક હતું. વાકયે વાકયે અને પ્રસંગે પ્રસંગે તાળીઓ પડતી હતી. હસાહસ અને આનંદનો પાર નહોતો. એમ ને એમ નાટકનો છેલ્લો પડદો પડ્યો. એટલે આખું થીએટર ગાજી ઉઠયું, પોકારી ઉઠયું: "લેખક! લેખક! લેખકને બોલાવો. અમારે લેખકને જોવો છે." આવો ખૂબજ પોકાર પડ્યો એટલે લેખકને અંદરથી સ્ટેજ પર લાવ્યા. આખું થીએટર તાળીઓથી અને હરખના ચિત્કારોથી ધણુ-ધણી ઉઠયું. પ્રેક્ષક સમુદાયમાં ચોમેરથી વખાણનો સાદ સંભળાયો. માત્ર એકજ ખુણેથી એકજ માણસ આ બધા વખાણથી નારાજ હોય એવો જણાતો હતો અને નાપસંદગીનો અવાજ કરી રહ્યો હતો. લેખકે આખું થીએટર તાળોટા ટીપતું હતું તે તરફ રજ પણ ધ્યાન ન આપ્યું. માત્ર પેલો માણસ જે નાપસંદગીનો સૂર કાઢતો હતો તેના તરફ એણે પોતાની લાકડી ઉંચી કરી અને કહ્યું: બરાબર, બરાબર. તું ને હું એક મત છીએ, ભાઇલા! પણ આ બધાજ વિરૂદ્ધ પડે ત્યારે આપણું શું ચાલે?

× × ×

એ લેખક તે બર્નાર્ડ શૉ, ને એ 'વીડોઅર્સ હાઉસીસ'ના એના પહેલાજ ખેલની પહેલીજ રાત. જ્યારે વિજયની વરમાળા એના ગળામાં જીવનમાં પહેલીજ વાર આરોપાઇ, સફળતાનો લ્હાવો એણે પહેલોજ અનુભવ્યો, જાતજાતની દિશાઓમાંથી ઠોકર ખાધા પછી પહેલ વહેલીજ એને એના જીવનની ચાવી હાથ લાગેલી જણાઇ.

(અથવા ખરૂં તો એ, કે એણે જે વિષે પોતાના હૃદયની પ્રતિતિ હતી તે વાત જગતને સાબીત કરી આપી )—તે દિવસે, તે પ્રસંગે પણ કેવી નમ્રતા! અને એ નમ્રતાનો યે કેવો અવનવો બુદ્ધિચાતુર્ય-ભર્યો, સમયસૂચકતામય, આવિર્ભાવ!

એટલા એકજ વાક્યમાંથી જાણે બર્નાર્ડ શૉનું આખું વ્યક્તિત્વ નીતરી આવે છે, આરપાર દેખાઇ આવે છે.

\+ \+ \+

કયો માણસ—કયો લેખક પોતાની નિન્દા પોતાને હાથે લખી શકે?—અથવા પોતાનીજ ઠેકડી દ્વારા બીજા પર કટાક્ષ કરી શકે?—અથવા બીજાઓ પોતાને માટે શી વાતો કરતા હશે તેનો પ્રચાર પોતે થઇને કરી શકે? બર્નાર્ડ શૉ પોતાના 'ફેનીઝ ફર્સ્ટ પ્લે'ના નાટકમાં બેનલ નામના પાત્રને મોંઢેથી બોલાવે છે:

"શૉ પોતાના નાટકો નાટકો તરીકે નથી લખતો. એને તો આસપાસના સૌનું અપમાન કરવું છે અને બીજાઓ પોતાને વિષે ચર્ચા કર્યા કરે તેવી પરિસ્થિતિ ઉભી કરવી છે."

અને આ નાટક ઇંગ્લાંડના મોટામોટા નાટ્ય લેખકોની સમીક્ષા કરવા અને એક મોટું ચર્ચાનું મોજું ઉછળાવવા માટેજ શૉએ લખેલું. એ વાત એણે પોતે પોતાની પ્રસ્તાવનામાં કબુલી છે. એણે ધારેલી તે અસર થયેલી પણ ખરી. એ હંમેશ ધારી અસર કરે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અને તે કરવા માટે એ યુક્તિ એવી વાપરે છે કે સામો માણુસ હસતાં હસતાં પોતાના પરનો હલ્લો સ્વીકારી લે છે.

× × ×

યુરોપમાં શૉ જેવા વિચારક કેટલા હશે? જૂજ હશે, થોડા હશે. પણ હશે તો ખરાજ. પણ એના જેવા માણુસ ભાગ્યેજ હશે.

જ્યાં દરેક ઘરમાં દારૂના પીપ રાખવા ભોંયરાં હોય અને રોજ ખાણાં વખતે પાણી પેરે દારૂ પીવાતો હોય એવા મુલકમાં એ દારૂને નથી સ્પર્શતો. જ્યાં માંસ મચ્છી એ પ્રજાનો મુખ્યતમ આહાર છે ત્યાં એ "મુડદાં ખાવાની" પ્રવૃત્તિને અટ્લ રીતે ધિક્કારે છે, એની ગંધ પણ એનાથી ખમાતી નથી. ચાળીસ ચાળીસ વરસથી એણે એ વસ્તુનો ત્યાગ કર્યો છે. જ્યાં પન્દર વરસની છોકરીઓ બાપના દેખતાં છચોક બીડી-સીગારેટ પીતી થઇ છે એવા દેશ-એવા ખંડમાં આ માણસ બીડી નથી પીતો, તમાકુનો કોઇ પણ રીતે સ્પર્શ નથા કરતો. બીડી (સિગારેટ) એ તો ત્યાં વ્યસન પણ નથી ગણાતું. એનાથી નુકસાન નથી એમ માનનારો પણ મોટો સંપ્રદાય છે ત્યાં આગળ એણે તમાકુનો પણ સદંતર ત્યાગ કર્યો છે: ખરેખર, એના જેવો નિર્વ્યસની લેખક વિચારક યૂરોપમાં તો નહિજ હોય-દુનિયાભરમાં ગાંધીજીને બાદ કરતાં નહિ હોય એમ માનીએ તો વધારે પડતું નથી.

× × ×

એ. કે. ચેસ્ટરટન લખે છે: "શૉએ ઇંગ્લીશ પ્રજાને ખુબ ચાબખા માર્યા છે. લડાઇ (મહાયુદ્ધ) દરમ્યાનનું એનું વલણ પણ ઇંગ્રેજોની નજરે અક્ષમ્યજ હતું. આમ છતાં ઇંગ્રેજોએ શૉને અપનાવ્યો છે એણે દીધેલી ગાળો સાંભળ્યા કરી છે." ચેસ્ટરટનનું લખવું તદ્દન ખોટું નથી. ઇંગ્રેજોને ઘણાં સાફ સાફ ને નાગાં સત્યો બર્નાર્ડ શૉએ સંભળાવ્યાં છે. એની કલમ "નગ્ન સત્ય લખનાર નિડર લેખિની" છે. દાખલા તરીકે એ 'જહોન બુલ્સ અધર આઇ-લેંડ'ની પ્રસ્તાવનામાં લખે છે:

> હિંદમાં ઇંગ્રેજ બચ્ચો ત્યાંના દેશી દેશી વચ્ચેના ઝઘડામાં જાણે ન્યાયની મૂર્તિમંત પ્રતિમા રૂપેજ રાજે છે. એ જાણે કહે છે: હું તમારો કોઇનો ધર્મ નથી માનતો, તેથી

તમારા ધાર્મિક ઝગડાઓમાં હું તદ્દન નિષ્પક્ષ ન્યાય તોળું છું; હું તમારા રીત રિવાજ અને લાગણીઓને લગતા ઝગડામાં પણ નિષ્પક્ષ રહી શકું છું કેમકે તમારા રીત રિવાજ અને લાગણીઓ અમારા રીતરિવાજાદિથી જુદાં છે, એટલુંજ નહિ પણ છેકજ નીચી ઉતરતી પંક્તિના છે. ને છેલ્લે હું તમારા હિતસંબંધો પરત્વે પણ નિષ્પક્ષ છું; કારણ કે તે મારા હિતથી કેવળ વિરૂદ્ધ છે-મારૂં ખરૂં શ્રેય તમને બંને (પક્ષો) ને કેવળ શક્તિહીન રાખવામાં છે, કારણ તે રીતેજ હું તમારી પાસેથી મારે અને મારા બીજા ઇંગ્રેજ ભાંડુઓ માટે તમારા રાજકર્તા અને ન્યાયદાતા તરીકે ભારે ભારે પગાર લઈ શકું. ને એ પગારના બદલામાં તમને, ઇંગ્લાંડ અને હિંદ વચ્ચે પૂર્ણ અન્યાયી રીતે વર્તવામાં ખૂબ મશગૂલ બનેલા, અને તેથી હિંદી હિંદી વચ્ચે પૂર્ણ ન્યાયી રીતે વર્તનારા, સરકારતંત્રનો અનુપમ લાભ મળી શકે છે!

× × ×

લગભગ આ જ વસ્તુ વધારે કડક રીતે એણે લોર્ડ સમરહેઝ નામનું પાત્ર પોતાના મીસએલાયન્સ નામના નાટકમાં યોજ્યું છે તેને મોંઢે બોલાવી છે. લોર્ડ સમરહેઝ એ જંગીસખાન નામના એક કલ્પિત એશીયન મુલકનો ઇંગ્રેજ ગવર્નર છે. તે કહે છે:

મારૂં કામ કંઈ ન્યાય તોળવાનું નહોતું. મારે તો એક પ્રાંત પર હકુમત ચલાવવાની હતી અને તેમાં વ્યવસ્થા ટકી રહે એ માટે મેં યોગ્ય પગલાં લીધા. હકુમત કંઇ ન્યાય વડે નથી ચાલતી—તે તો કાયદા વડે અથવા સમજાવટ દ્વારા ચાલે છે. અને એ બંનેને તાબે થવાની જ્યારે લોકો ના પાડે ત્યારે બળજબરી અથવા દગલબાજી અથવા એ બંનેનો ઉપયોગ કરીને રાજ ચલાવવું પડે છે. જ્યારે કાયદો ને

સમજાવટ જૂઠાં પડ્યાં ત્યારે આ બંનેનો ઉપયોગ મેં કર્યો. દુનિયા શરૂ થઇ ત્યારથી દરેક રાજકર્તાએ એમજ કર્યું છે—મારી માફક બળજોરી ને દગલબાજી પ્રત્યે જેને ખુબ તિરસ્કાર હશે તેણે સુદ્ધાં !

× × ×

અને આ જુઓ:

Even if Homerule is as unhealthy as an Englishman's eating, as intemperate as his smoking, 'as licentious as his domesticity, as corrupt as his elections, as murderously greedy as his commerce, as Cruel as his prisons and as merciless as his streets, Ireland's claim ·to self–Govt would still be as good as England's.

આ અતિશય ધટ્ટ વાક્યનું તો ગુજરાતી રૂપાંતર પણ કેમ થઇ શકે એ સમજાતું નથી. એનો તરજુમો ગમે તેવો સારો હોય તોયે તે અધુરો, નિરસ જ થાય. તેમાં કશી ચમક તો નજ દેખાય.

\+ + +

ઇંગ્રેજોની વિરૂદ્ધ આટઆટલું ને એથીય વધારે બીજું ઘણું છે. દાખલા તરીકે મૅન ઓફ ડેસ્ટીની* નામના નેપોલિયન વિષેના પોતાના નાટકમાં છેક છેલ્લે એણે નેપોલિયનના મોઢામાં જે લાંબુ વ્યાખ્યાન ગોઠવ્યું છે, તે જેવું તેવું નથી.

\+ + +

આમ છતાં ઇંગ્રેજ પ્રજા એની સામે સર ઝૂકાવે છે એ એના બુદ્ધિ સામર્થ્ય અને પ્રબળ પ્રતિભાનો અચૂક પુરાવો છે. જ્હોન-

---

* ' દાગળનું પડીકું ' નામથી ટુંક વખતમાં ગાંડીવ તરફથી બહાર પડશે.

બુલ્સ અધર આઇલેન્ડની આખી પ્રસ્તાવનામાં ઇંગ્રેજોને, તેમના સલ્તનત લોભને, તેમની લશ્કરશાહીને ખૂબ ચાબખા મારેલા છે. એ. કે. ચેસ્ટરટન એને માટે લખે છે કે આયર્લાંડ, જે એની જન્મ-ભૂમિ છે તેને માટે એણે આટલું લખ્યું હોત તો તે એ સહન ન કરત. પણ એ વાત ગળે નથી ઉતરતી. બર્નાર્ડ શૅા પોતે તો કહે છે કે હું સાચો ઇંગ્રેજી ઇંગ્રેજ છું (Truly English English-man) ને આમ કહેવાનો એનો ભાવાર્થ એવો છે કે સાચો ઇંગ્રેજી ઇંગ્રેજ એટલે સાચો માનવ.

× × ×

અમેરિકાનો એક ફિલ્મ કારખાનદાર એની પાસે એના નાટકોની ફિલ્મ બનાવવાની રજા માંગવા ગયેલો. એને એણે કેવો ધુતકારી કાઢયો એ વાત જાણીતી છે. એમાંથી એ લાખો પાઉંડની કમાણી કરી શકત. (પેલાએ ૧૦ લાખ ડોલરની તો સૂચના કરેલી પણ ખરી, ને વધારે ઘણી ખુશીથી આપત.) પણ એને તો પોતાના નાટકોની ફિલ્મ પોતાની ઇચ્છા મુજબ થાય તોજ ચાલે. પેલા અમેરિકન કરોડપતિએ એને કહ્યું: કળાની ઉન્નતિ ખાતર આપ મને રજા આપો.

બર્નાર્ડ શૅાએ તે વેળા એની જે ઠેકડી બનાવી તે એ બિચારો જીંદગીભર નહિ ભૂલે. શૅાએ કહ્યું: જુઓને ભાઇ, તમે તો બધું કળાની ઉન્નતિ ખાતર કરો છો, જ્યારે હું તો બધું પૈસાને ખાતર કરૂં છું. હવે મારે તમારે કયાં બને ?

હવે શૅા પોતાની નાટકોની ફિલ્મ બનવા દે છે, પણ પોતેજ બધી દેખરેખ રાખે છે, પોતેજ નટનટી પસંદ કરે છે; તે શિવાય નહિ. એની પોતાની દિનચર્યાની પણ ટૅાકી ફિલ્મ (બોલતી ચિત્રપટી) બની ચૂકી છે અને તેમાં એણે ખૂબ રમુજ કરી છે.

\+ \+ \+

ને એના નિર્લોભ માટે તો-જગત આખું જાણે છે, એણે પોતાને મળેલા નોબલ ઇનામને બીજેજ દિવસે દાનમાં આપી દીધું હતું! અલબત્ત, એના નાટકોમાંથી એને લખલૂટ કમાણી છે. ચોપડીરૂપે, ભજવવામાંથી, ને ફિલ્મ રૂપે.

× × ×

બર્નાર્ડ શૉની ખરી ખુબી એની વિરોધાભાસથી ભરપુર દેખાતી વિચાર શ્રેણીમાં પ્રકટે છે. "૪૦ ઉપરની ઉમ્મરનો દરેક માણસ લુચ્ચોજ હોય" એમ લખતાં (રેવોલ્યુશનરીઝ હેંડબુક) એને આંચકો નથી લાગતો. મૅજોર બાર્બરાની પ્રસ્તાવનામાં એ લખે છે:

> Our laws make law impossible; our liberties destroy all freedom; our property is organized robbery; our morality is an imprudent Hypocrisy, our wisdom is administered by experienced or malexperienced Dupes, our power wielded by Cowards and weeklings and our honour false in all points.

કેટલું વિરોધાભાસી-ને છતાં કેવું સાચું! આમજ એક ઠેકાણે એ લખે છે: આપણી એરીસ્ટ્રોક્રસી પૂરેપૂરી ડેમોક્રેટિક થશે અને આપણી ડેમોક્રસી પૂરેપૂરી એરીસ્ટોક્રેટીક થશે ત્યારેજ સાચી સ્વતંત્રતા ઝામશે.

કેટલી સરસ રીતે યોજાયેલું સત્ય!—આજના કહેવાતાં સ્વરાજ્યો પર કેવું કારમું વિવેચન!

× × ×

આજે પોણોસો વરસે પણ એ જેવો ને તેવો જુવાન છે. એની બુદ્ધિને ઘસારો નથી લાગ્યો; એની પ્રતિભા ખાલી નથી થઈ—

વધારે વિપુલ ને તેજસ્વી બનતી દેખાય છે; એનું ભેજું હજુયે અવનવાં સર્જનો કર્યેજ જાય છે. એટલોજ હાજરજવાબી, એટલોજ વેધકતાભર્યો, એટલોજ ટીખળી, એટલોજ મૌલિક, એટલોજ કારમો!—બર્નાર્ડ શૌ અજબ અને અજોડ છે.

+ + +

ખરેજ એ જીવતો માણસ છે.



# ગાંડીવ સાહિત્ય વાટિકા

| | | |
|---|---|---|
| ૧ | બોમ્બયુગનું બંગાળા | ૧) |
| ૧ क | કાળાપાણીની કથા | ૧॥ |
| ૨ | હાય આસામ | ૧) |
| ૩ | કલકત્તાનો કારાયુગ | ૧। |
| ૪ | પંજાબનું પ્રચંડ કાવતરૂં | ૧॥ |
| ૫ | નિહિલિસ્ટોના પંજામાં | ૦॥। |
| ૬ | કાળુ ગુલાબ | ૧) |
| ૭–૧૮ | બ્રહ્માંડનો ભેદ (ભા-૧-૨) | ૫॥ |
| ૮ | આનંદમઠ | ૧॥ |
| ૯ | અમૃતનો પ્યાલો | ૦॥= |
| ૧૦ | નામવિનાની નવલકથા | ૨) |
| ૧૧ | કરણઘેલાનું કળાવિધાન | ૦। |

| | | |
|---|---|---|
| ૧૨ | પાંડવગુપ્તનિવાસ | ૦।।। |
| ૧૩ | ગાંધીજીનો જેલનો અનુભવ | ૦।। |
| ૧૪ | નીતિ ધર્મ | ૦।। |
| ૧૫ | રાષ્ટ્રીય ગરબાવળિ | ૦। |
| ૧૬ | ખાંયણાં | ૦।- |
| ૧૭ | ગીતાંજલિ | ૧। |
| ૧૮ | પારસમણિની શોધમાં | ૨) |
| ૧૯ | બલિદાન | ૦।- |
| ૨૦ | દેવી ચૌધરાણી | ૧।। |
| ૨૧ | બંગાળાનો બળવો | ૧।। |
| ૨૨ | ગોરા કે ગોઝારા ! | ૦)≈ |
| ૨૩ | વિપ્લવની વાતો | ૦)≋ |
| ૨૪ | વિષવૃક્ષ | ૧।। |
| ૨૫ | લોહીની ઈમારત | ૨) |
| ૨૬ | ઘોડાચોર | ૦।≈ |

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત

# ગાંડીવ સાહિત્ય મંદિર

## ગાંડીવ સાપ્તાહિક

દર બુધવારે આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ કરે છે. લવાજમ બહારગામ રૂા. ૪) પરદેશ શિલિંગ દસ.

## સ્ત્રીશક્તિ સાપ્તાહિક

દર રવિવારે બહાર પડતું ગરવી ગુજરાતણનું પહેલું ને એકલું સાપ્તાહિક મુખપત્ર. લવાજમ રૂ-પિયા ૪) પરદેશ શિલિંગ ૧૦

## ગાંડીવ છાપખાનું

દશ વરસમાં શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી ચૂક્યું છે.

## ગાંડીવ સાહિત્ય

ગાંડીવે પ્રકટ કરેલાં પુસ્તકો તેમજ બીજાં શિષ્ટ પુસ્તકો અને બોધક કૃતિઓ મળે છે.

---

**સરનામું: ૧૮૦ કેળાંપીઠ, સુરત.**

---

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.

[ એક મોટો ઓરડો. ઉંચે છાપરાની પાસે બારીઓ. રાચરચીલું અદાલતી કચેરી જેવું. દિવાલ પાસેની જમીન ઉંચી છે ને તે પર શેરીફ—નગરશેઠને માટે એક ખુરશી છે; પાસે જ જમણે હાથે જ્યુરી—પંચના સભ્યોને બેસવા માટે ખુરસીઓનું કુંડાળું છે. ડાબે હાથે કેદીને ઉભા રહેવાનું પાંજરૂં છે. ખાડાવાળા—નીચાણ ભાગમાં એક મેજ છે ને તેની આસપાસ બાંકડા છે. ઓરડામાં અહિંતહિં બીજા પણ થોડા બાંકડા વેરણખેરણ પડયા છે. અષાઢ મહિનાનો સૂરજ બારીમાંથી અને ખુલ્લા બારણામાંથી ડોકીયાં કરી રહ્યો છે. આ ઓરડામાં કેટલીક સ્ત્રીઓ કામ કરતી બેઠી છે. દેખાવ યુનાઇટેડ સ્ટેટસ—અમેરિકાના એક પરગણાંનો છે અને બાઈઓનો પહેરવેશ ને બોલીચાલી એ પરગણામાં છેક શહેરમાં રહેવા આવેલા વસવાટીઓ જેવો છે. તેઓ ટેબલની આસપાસના બાંકડાઓ પર બેઠી છે અને મગફળી ફોલે છે. વાતનો રંગ બરાબર જામેલો છે, એમ કહીએ તો ચાલે ]

**બાબ્સી:** (રૂપે ઠીકઠાક લાગતું એક જુવાન ઢીમચું) અરે, પણ જે માણસ ઘોડો ચોરે એ કશું પણ કરતાં અચકાય નહિ. મારી તો ખાતરી છે.

**લોટી:** (જરા લાગણીવશ—ભાવનાશાળી બાળા. સ્વચ્છ અને ટાપટીપવાળી) ના ભાઈ, મારો તો ખ્યાલ જુદો જ છે. મને લાગે છે કે ઘોડાની ચોરી ને ખૂન કદિ સરખાં ન ગણાય. કયાં એક, ને કયાં બીજું?

**હાના:** (આધેડ–શાણી) હું યે નથી કહેતી કે ખૂન કરવું એ વાજબી છે. આવી જગાએ–જ્યાં સૌને બંધુક તો રાખવી જ પડે, ને વળી માણસથી તપી જવાય એવું જ્યાં વારંવાર બન્યાંજ કરે, ત્યાં માણસો એક બીજાને વાત વાતમાં વિંધી મારે એ દેખીતું છે. પણ તમે મહામહેનતે છોકરાને જનમ આપો, તેને ઉછેરી પાછેરી મોટો કરો, ને છેવટે એનું મુડદું જ દેખો—એ કેવું ખરાબ લાગે! ને વાતમાં માલ કંઇ ન હોય. સામો ધણી એટલું જ બતાવવા માંગતો હોય કે હું કંઇ તારાથી ડરતો નથી–ને એટલા ખાતર તે ગોળી છોડે! ખૂદા હાફેઝ! પણ માનશો ?–માણસને બન્દુક મળે, એટલે સાવ બચ્ચાં જેવા બની જાય છે. કોઇકના પર એ વાપરે નહિ, ત્યાં સુધી તેમને ચ્હેન જ ન પડે ને!

**જેસ્સી:** (ભલી, પણ કડવું બોલનારી; જુવાન; આકળી; દેખાવમાં બાબ્સીને તોલે આવે, પણ સુઘડતામાં તો તેનાથી ખૂબ જ ચઢે) અરે એમને એવી ખૂનબાજીમાં લહેજત પડે છે, લહેજત; પેલા કાળાઓને ભીંસે છે* તે જ જુવોને ( Lynch ). બિચારાને લટકાવ્યા છતાં એમને સંતોષ નથી થતો. એ લટકી રહેતાં જ બધાં બંધુકોના બાર પર બાર કરી એને આખે શરીરે બાકોરાં બાકોરાં કરી મૂકે છે—ખાસ્સા સુન્ના જેવા પૈસા ખરચીને ખરીદેલી કારતુસો અમસ્તી જ બગાડે છે! ને વળી પાછા ઢોંગ તો એવા કરે છે કે અમે તો પેલાની દુષ્ટતાથી અકળાઇને આ બધું કરીએ છીએ! ખરી વાત તો એ છે કે જો સઘળી વાત જાહેરમાં ખુલ્લી થાય તો એમનામાંના અડધાને ફાંસીએ લટકવું પડે. ને વળી બીજો ગોટાળો ઉભો થાય તે તો જુદો જ. વાત જ જવા દો.

**લોટી:** આપણે આમાંથી કંઇ સુધરીએ તો સારૂં. આ ભીં-

---

* Lynching માટે આપણી ભાષામાં શબ્દ નથી. ભીંસવું એ અહિં યોજ્યો છે.

સણવેડા ને વિંધણવેડા મને નથી ગમતા. ખરેખરી સ્થિતિ સમજાય તો કોઇનેય એ ન ગમે, એમ મને તો લાગે છે.

**બાબ્સીઃ** પણ આપણા નગરશેઠ તો મક્કમ માણસ છે. અહિંની આપણી પ્રજા જેવા અડબુથો માટે તો મક્કમ માણસજ જોઇએ. આ શરીફ સાહેબ તો ગોળીથી વિંધી નાંખતાં કે ફાંસીએ લટકાવતાં જરાયે ડરે તેવા નથી. તેમ આપણા જેવા સીધા માણસોને માટે નિરાંતે ખરી.

**જેસ્સીઃ** અરે, વાતજ જવા દો. હું મરદોને બરાબર ઓળખું છું. શરીફ સાહેબ ફાંસીએ ચઢાવતાં કે ગોળીએ વિંધતાં નજ બ્હીએ એમાં શી નવાઇ? કાયદો એની તરફેણમાં પછી એને ડરવાનું શું? ને વળી ભીંસવાનું કામ જાણે મોટું કેવુંક આનંદમંગળ હોય તેમ એની પીઠ પાછળ લોકોનું ધાડું તે માટે ટાંપી રહેલું હોય તે જુદું. પણ એકને બદલે બીજાજ માણસને ભૂલથી ભીંસી માર્યો હોય તો તે વાત એ બધામાંનો કોઇ કબૂલ કરશે ખરો?—કે શરીફને કબુલ કરવા દેશે?—જરાયે નહિ. અરે, આ સ્થળમાં તો ઇન્સાફનો અર્થજ એક છેઃ આપણા સૌમાં રહેલી સેતાનીયતનું ફૂટી નીકળવું! એવો શરીફ લાવોને, જે બન્દુકને ને ફાંસીને બાજુએ મૂકી દેતાં ન ડરે! લાવો, એવો શરીફ મારે જોવો છે!

**એમ્માઃ** (ધૂની; ચાલતી ગાડીમાં બેસી જનારી, જેનું પલ્લું નમતું હોય તેનો સાથ કરનારી) ખરૂં કહું? મને તો આપણા આ શેરીફ ક્રેમ્પ સાહેબને એમની ‘મક્કમતા’ વાપરતાં જોઉં છું ત્યારે ટાઢીયો ચડી આવે છે!–મક્કમતા!! ખરૂં નામ શોધી કાઢ્યું! શા માટે એની બૈરી પર એ મક્કમતા એ નથી અજમાવતો? જેને એ ભીંસે છે તેના સૌના કરતાં એની બૈરીનેજ એ મક્કમતાની વધારે જરૂર છે! ખરો! એ ને એનું સાવધાન મંડળ!

**બાબ્સીઃ** (રોષમાં) વાહવાહ!—આમ લોકો જો ઘોડાચોરનું

ઉપરાણું તાણી શેરીફની સામેજ—

**જેસ્સીઃ** ઘોડાચોરનું ઉપરાણું વળી કોણે તાણ્યું ?

**બાબ્સીઃ** કોણે શું ? તમે વળી. ઉભા તો રહો, તમારો પોતાનો ઘોડો ચોરાશે ત્યારે ખરી ખબર ·પડશે. મારા કાકાનો ઘોડો કોઇક સીદીડો ચોરી ગયેલો. કાકા પાછળ પડ્યા ને જંગલમાં તરસે તરસે મરી ગયા ! પણ પછી લોકોએ એ હરામીને પકડ્યો ને ખાસ્સો બાળી મૂક્યો. ન બાળે તો શું કરે ? એજ લાગનો હતો.

**એમ્માઃ** હા, ને એક બિચારી બાઇનો ઘોડો ચોરાઇ ગયો તેથી તેને ઘોડાવતી કામ કરવું પડયું. પરિણામે એનું બાળક કુબડું જન્મ્યું. હું ઓળખું છું તો ! એ કેમ સહેવાય ?

**બાબ્સીઃ** લ્યો, લેતા જાવ ! સાંભળ્યું ?–ખરૂં કહું છું, માણસના ખૂન કરતાંય ઘોડાચોરી દશગણી નઠારી. ને એટલું યાદ રાખજો કે ભોગજોગે સાવધાન મંડળના સકંજામાં આવ્યો તો ૨૦ માણસના ખૂનનો ગુન્હો કર્યો હશે તે ફાવી જશે–ને જીન અથવા લગામ સરખી ચોરી હશે તો ભોગ લાગ્યા—પછી ઘોડાની તો વાતજ શી ?

(એલ્ડર ડેનિયલ્સ અંદર પ્રવેશ કરે છે)

**એ૦ ડે૦:** સન્નારીઓ, તકલીફ માફ કરશો. પણ સાવધાન-સમિતિએ એક કેદી પકડેલો છે અને તેનો ખટલો ચલાવવા માટે તેઓ આ ઓરડો માંગે છે.

**જેસ્સીઃ** અરે, પણ ડકેકેથી શેરીફ સાહેબ આવે નહિ ત્યાં સુધી તેઓ ખટલો કેમ કરી ચલાવવાના છે ?

**એ૦ ડે૦:** ખરી વાત; પણ ત્યાં સુધી અમારે કેદીને અહિં રાખવાનો છે ના !

**બાબ્સીઃ** પણ અહિં જ રાખવો, એવું તે શું દેવું કર્યું છે ? શેરીફના તબેલામાં બાંધી રાખોને.

**એ૦ ડે૦:** અરે વાહ ! આપણા બધાની પેઠે એનેય આત્મા

છે. તેનો ઉદ્ધાર થવો ન જોઇએ ? ખટલો ચાલે, ને પછી ખુદાના ધામમાં એ પહોંચી જાય, તે પહેલાં મારે એના આત્માના ઉદ્ધાર માટે થોડો ઘણો પ્રયાસ કરવો છે. છેલ્લી ઘડીએ તો બિચારો કંઈક સુધરે !

**હાના:** ડેનિયલ ભાઇ ! એનો ગુન્હો શો છે ?

**એ૦ ડે૦:** ઘોડાચોરી.

**બાબ્સી:** વાહ, ને એક ઘોડાચોરને ખાતર અમને સૌને અહિંથી કાઢી મૂકવાના ? એય ખરૂં ! એનો આત્મા તો અહિં સુધરે તેવોજ તબેલામાંય સુધરશે.

**એ૦ ડે૦:** બાબ્સી બ્હેન ! એનો જવા દો, પણ મારો તો વિચાર કરશોને ? મારે માટે તો તબેલો ના હોયને ? હું અહિં એલ્ડર છું—ઉપદેશક છું ત્યાં સુધી મારે તો શ્રી ભગવાનનો દરજ્જો સંભાળવો જ ઘટેને ?—ભલે, મારી અદના શક્તિ મુજબ. એટલે કૃપા કરી મને આ ઓરડો ખાલી કરી આપો. એટલું કરવા દો. (છોતરાંનો કોથળો રસ્તામાંથી ઉંચકી લઇ તે પંચની ખુરશીઓની બાજુમાંથી મૂકે છે.)

**બાઇઓ:** (બબડતાં ફફડતાં) હંમેશ એ ને એજ ધાંધલ. જરા ઠરીઠામ થયાં કે કંઇ તોફાન આવ્યુંજ છે. અમે બેઠાં તે છો બેઠાં—શી હરકત હતી ? તોબા પરમેશ્વર. ફોડો તમારે ફોડવું હોય તેમ. ખુદા ખુદા ! કોઈ જરી જંપીને બેસવા નથી દેતું ! કાઢ્યા હડસેલા મારી બહાર !

**હાના:** હં ! ને એ ઘોડો કોનો હતો, ડેનિયલભાઈ ?

**એ૦ ડે૦:** (બીજો કોથળો ખસેડવા માટે પાછા આવી ) વળી આપણા શરીફનો જ ઘોડો ! શરીફદાદાએ સ્ટ્રેપરભાઇને વાપરવા આપેલો તે. સ્ટ્રેપરે મને આપ્યો. ને એ જાણે મારોજ છે એમ ધારીને ચોર ચોરી ગયો. ખરેખર મારો હોત, તો હું જતો કરત કે

હશે ! એને પણ લાગ્યું હશે કે નાસી જવામાં વાંધો નહિ આવે. કેમકે પીછો પકડતાં પકડતાં વચ્ચે બે કલાક નીકળી ગયા, તેટલો વખત એને મળ્યો. પણ છેવટે એ પકડાયોજ. ( બીજા કોથળાની આગલા માફક વ્યવસ્થા કરે છે )

**જેસ્સીઃ** ઓહો ! બબ્બે કલાકનો ગાળો મળ્યો ને છતાં પ-કડાઇ ગયો એ તે કંઈ ઘોડો કહેવાય ? માંદલું મુડદું હશે !

**એ૦ ડે૦:** (પાછો વચ્ચે આવી) નવાઇની વાત તો એ છે કે પકડાયા ત્યારે ભાઇસાહેબ ઘોડા પર બેઠેલા નહોતા. ચાલતા હતા. ને અલબત્ત, ઘોડો મેં લીધો છે એવી કબુલાત તો શાની જ આપે ? એટલે શરીફદાદાના ભાઇ (સ્ટ્રેપર) નો તો વિચાર એવો હતો કે એને ટંગાવીને, કબુલાત આપે ત્યાં સુધી, ફટકા મારવા. પણ મારાથી એ કેમ ચાલવા દેવાય ? મેં ના પાડી. એવું ગેરકાયદે કામ કેમ થાય ?

**બાબ્સીઃ** ઓહો !—મોટા કાયદા ને બાયદા ? ઘોડા ચોરે તેને વળી કાયદા પર શો હક ? એવા હરામીની પાછળ વળી કાયદાને વેંડફી મારવો ?

**એ૦ ડે૦:** ના, ના, બાબ્સી બ્હેન, એવું ના બોલો. જ્યાં સુધી ધર્મ ને સત્યને નામે કોઇ માણસ પાસે કબુલાત લઇ શકાતી હોય ત્યાં સુધી તેના પર જુલમ ન કરવો ઘટે. ઇશ્વર કૃપા તો ઘોડો ક્યાં છે એની વિગત હું એની પાસેથી કઢાવી શકીશ—પણ આપ સૌ કૃપા કરી આ જગા ખાલી કરાવી આપો તો.

[બહાર ઘોંઘાટ સંભળાય છે] લ્યો, પેલા લોકો એને લઈ ને આવી પહોંચ્યા લાગે છે. બ્હેનો !—ચાલો ચાલો, જરા કરો મહેરબાની.

[ 'બ્હેનો' નામરજીથી ઉઠે છે. હાના, જેસ્સી અને લોટી શરીફના બાંકડા તરફ વળે છે. ડેનીઅલ એમને તે બાજુ લઈ જાય છે. પણ બીજીઓ બાબ્સી અને એમ્માની પાછળ ટોળે વળી કેદીને જોવા માટે ડોકીયાં કરે છે.

**સ્ટ્રેપર કેમ્પ** (શેરીફ કેમ્પનો ભાઇ) અને **સ્કવીંટી** નામનો એક બાંડો માણુસ **બ્લે કો પોસ્નેટને** લઇને આવે છે. બીજાઓ પાછળ પાછળ પેંસે છે. બ્લેકોનો દેખાવ તોફાની બારકસ જેવો જ છે. એને ન્હવડાવી ધોવડાવી સાફ ન કરો ત્યાં સુધી એની ઉંમર કળી શકાય બકાય નહિ. પણ એ ચાળીસની અંદર છે. ને એનો દેખાવ સારો નથી, સુઘડ નથી, તોયે રાતી મૂછોનો ઉંચો વળ, અને ભવાં પરનો વાળના ઝુલ્ફાંનો ઝોંક બતાવી આપે છે કે ભાઈશ્રી છે શોખીન જીવડા. ભાઇ ઉંચે માથે ચાલે છે. એના મ્હોં પર મક્કમતા તરવરી રહી છે. પણ એની આંખમાં જાણે સન્નિપાતની આગ ઝળઝળે છે.

લાંબી દોરડીના એક છેડા વડે એના હાથ બાંધેલા છે. બીજો છેડો સ્કવીંટીના હાથમાં છે. અંદર આવ્યા પછી એના બંધ છોડવામાં આવે છે. એ જરા ટટ્ટાર થાય છે, શરીરને જાણે ખંખેરી કાઢે છે અને ઓરડામાં બાઇઓની સામે થઈને ફરે છે. સ્ટ્રેપર અને બીજા માણુસો બારણું રોકી ઉભા રહે છે. જેથી એ નાસી ન જઇ શકે. ]

**બાબ્સીઃ** (એની પાસે થઇને બ્લેકો જાય છે, તે વેળા તેના તરફ છિઃ થૂઃ કરી) છિઃ થૂઃ ! ઘોડાચોર ! ઘોડાચોર !

**બીજીઓઃ** લટકજો ફાંસીએ, બચ્ચાજી ! છેને ખબર ! એજ લાગના છો તો, મહેરબાન ! એ સિવાય સીધા નહિ થાઓ તો. હું તારો ખટલો ચાલે એટલી ય રાહ ન જોઉં. ખાસ્સો બાળી જ નાંખું—ભીંસી જ નાંખું. હા—હા ! પેલા જુવાનોને કહો. એને ભીંસી મારો.

**બ્લેંકોઃ** ( કટાક્ષમાં ) નારી રત્નની ખાણ, નારી છે...*

---

* આ અને આ પછી આવતી ટૂકો શામળના છપ્પામાંથી લીધી છે. મૂળ સાથે અર્થનો બનતો મેળ મેળવવા માટે જુદા જુદા ચરણોને ભેગાં કરવા પડચા છે.

**બાબ્સીઃ** તું મને એવું તેવું કંઇ કહી તો જો, તારૂં ડાચું ન તોડું તો મારૂં નામ બાબ્સી નહિ.

**બ્લેંકોઃ**...........

સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટી પુરૂષથી પ્રીછજો

**એમ્માઃ** એ તો હવે બધી ખબર પડશે. તું જવાનો છે ત્યાં કંઇ સ્વર્ગની હૂર તો નથી હોવાની.

**બીજાઓઃ** હા, હા ! ત્યાં તો જમના દૂત હશે, જમના દૂત ! અરે, પણ ધોડાચોરની સરખામણીમાં તો એ ય સારા !

**બધાઃ** ઘોડાચોર ! ઘોડાચોર ! ઘોડાચોર !

**બ્લેંકોઃ** અરે, આ તે શું ? અહિં કાયદો બૈરાં ચલાવે છે કે મરદ ? આ ખચ્ચરોને અહિંથી કાઢો બ્હાર !

**બાઈઓ:** હં ! હં ! (તેઓ તેના તરફ ચીસો પાડતી, ધુંવા-ફુંવા થતી, ગુસ્સામાં ને ગુસ્સામાં ધસે છે ને તેના પર તૂટી પડે છે. લોટી કાનમાં આંગળીઓ ઘાલી નાસી જાય છે. હાના પણ તેમ કરે છે—ડોકું ધૂણાવતી ધૂણાવતી જાય છે. બ્લેંકો પડી જાય છે) હં ! સાંભળ્યું કે ? જૂઓ, કેવી ગાળ અમને દે છે ! હરામખોર ! કુકકર ! લબાડી ! સજ્જન સ્ત્રીઓને આવી ગાળ દેતાં તારી જીભ કપાઇ કેમ ન ગઈ ? હં ! બરાબર ઝીંકવા ઘો ! બાયલા ! ઓહ ! એણે મને લગાવ્યું, જોયું કે તમે ? ભીંસો, હરામીને ભીંસો. પીટ ! મને આવો નાલાયક ચોર ગાળો દે, ને તું ઉભો ઉભો જોયા કરે એ બહુ સારૂં દેખાય છે કેમ ? લગાવો, મારો, બાળી મૂકો ! બસ એને બાળી જ મૂકો ! હું તો એને એજ પરસાદ આપું ? હા, હા ! બાળી મારો.

**મરદોઃ** (બાઇઓને બ્લેંકો પાસેથી ઘસડી ખેંચતાં અને અડધું બળજબરીથી ને અડધું મ્હેણાં ટોણાં વડે તેમને બહાર કાઢી ) જાવ, જાવ ! આ ખટપટમાંથી તમે નીકળી જાવ. એને રહેવા દો.

અદાલત ખાલી કરો. ચાલો, ચાલો. નીકળો. સેલી ! ચાલ, સાંભળે છે કે નહિ, જા ! છોડ, છોડ મારા વાળ, નહિ તો તારો હાથ મરડી નાંખીશ ! છોડે છે કે નહિ ? ચાલ; હવે ભાગ અહિંથી. એટલું સમજતી નથી ! આમ નહોરિયાં શાં ભરવા ? ચાલો, બ્હેનો, બાઇઓ, સન્નારીઓ ! તમારે ફાંસીએ લટકવાનું હોય, તો તમનેય કેવું લાગે એનો ખ્યાલ કરો.

[ આ બધી ધમાલને અંતે બાઇને બહાર કાઢવાનું કામ પૂરું થાય છે અને ઓરડામાં માત્ર એ૦ ડેનિયલ્સ, શેરીફનો ભાઇ સ્ટ્રેપર કેમ્પ, બ્લેંકો, તથા બીજા થોડા રહે છે. સ્ટ્રેપરને હમણાં માંડ માંડ મૂછો ફુટવા લાગી છે પણ છે મજબૂત. સ્વભાવે સ્વાર્થી, મક્કમ ને લુચ્ચો )

બ્લેંકો: (બરાબર બેસી તથા ઠીકઠાક થઈ.)

નારી વિના નર રંક દામણો દીસે દેહે*

હં ! જરા જુઓ તો, મારો ચ્હેરો સોરાઇ ગયો છે. એમના નખોદિયા નહોરની બળતરા હજુ મને થાય છે. લોહી નીકળ્યું છે ? (પાસેની પાટલી પર બેસી જાય છે)

એ૦ ડે૦: બહુ નથી લાગ્યું. ડાબી આંખ આગળથી જરા એક બે ટીપાં નીકળતાં લાગે છે.

સ્ટ્રેપર: બીજી આંખ પાધરી રહી છે, એજ મોટું નસીબ તારૂં !

બ્લેંકો: (લોહી લૂછી નાંખતાં )

નારી વિણુ નર રંક દિસે ગુણહીણો ગેહે*

જા, જા ! સ્ટ્રેપર કેમ્પડા, તુંયે એ બૈરાંની સાથે જા. ને કોઇક

---

* Oh woman, in our hours of ease,
Uncertain, coy, and hard to please—
When pain and anguish wring the brow,
A ministering angel thou.

નઠારો માણસ તારા ભાઇનું ટટુડીયું ચોરી ગયો તેનાં ગીતડાં ગા. જા, જા, તારી માના ખોળામાં બેસીને મૂક ભેંકડો.

**સ્ટ્રેપર:** (ખૂબ ગુસ્સે થઇ) મને ગુસ્સે કરીને તું સાર નથી કાઢવાનો, બ્લેંકો !—હું તને—તને—

**બ્લેંકો:** હં, તું નહોરિયાં મારશે, બીજું શું ? તારો ભાઇ જ શેરીફ છેના ?

**સ્ટ્રેપર:** હા, છે, છે ! ને ઘોડાચોરોને ફાંસીએ પણ એજ ચઢાવે છે.

**બ્લેંકો:** (ઠંડે પેટે પણ અત્યંત ખાતરીપૂર્વક) આહ ! સાવ નઠારો શેરીફ–સાવ નકામો શેરીફ. ખરી ફરજ બજાવે તો, પહેલાં તો, એણે જાતેજ ફાંસો ખાઈ લેવો ઘટે છે. આ આખું ગામજ સાવ સડેલું છે. તમારા બાપદાદા અહિં લાલચના માર્યા આવ્યા, કોઇકે સોનું જડશે, સોનું જડશે એવો શોર કર્યાથી. ને પછી સોનાના ઢગલા ઉછળી ન પડ્યા ત્યારે જેમ તેમ પોતાના દીકરાઓને થાબડી થાબડીને સાચા પરસેવાની કમાણી કરવાનું શીખવતા થયા.

**સ્ટ્રેપર:** આહ ! તને થોડો ઘણો ઉપદેશ કરી તારા આત્માને સુધારવા દેવા વિષે ડેનિયલભાઇ સાથે હું બંધાઇ ગયો ન હોત, તો તને ખબર પાડત. તારૂં ગળું હુંજ મરડી નાંખત—સાવધસમિતિ માટે એ કામ બાકી રાખતજ નહિ.

**બ્લેંકો:** (સંપૂર્ણ તિરસ્કારપૂર્વક) જહન્નમમાં જાવ તું, ને તારો પાદરીબાવો, ને તમારી સડેલી સાવધસમિતિ !

**સ્ટ્રેપર:** સડેલી કે બડેલી, ગમે તે કહે. ઘોડાચોરને ફાંસીએ ચઢાવવાના કામમાં પાવરધી છે તો.

**બ્લેંકો:** ઓહોહો, એમ તો કોઇ પણ બણુચક કોઈ પણ પંડિતનેય લટકાવી મારી શકે, તેમાં શી ધાડ મારી ? ને એને એ ગમેય ખરૂં. પણ તારી મકદૂર શી કે મને ફાંસી ચઢાવે ?

**સ્ટ્રેપરઃ** તે તો જોઇ લઇશું.

**બ્લેંકોઃ** હા. જોઇ લેજે. આ ગામ સાવ સડેલું છે ને તેને ધોળે દહાડે જોવાનું મારી આ આંખ સાંખે નહિ તેથી આજે મળસ્કેજ હું ગામ છોડી ચાલ્યો ગયો. તારા ભાઇના ઘોડાએ પણ એવુંજ કર્યું—ડાહ્યો ઘોડો બીજું કરેય શું? ને તમે અકકલના હીરાઓ ઘોડાની ખોળમાં જવાને બદલે, મારી ખોળમાં નીકળ્યા. એના જેવી બીજી શી બેવકૂફી? અલ્યા ભાઇ, ઘોડો તારા ભાઇની માલેકીનો હતો. કે જેને ત્યાંથી ચોરાયો તેની માલેકીનો. હું કંઇ થોડો એની માલેકીનો હતો? બન્યું શું?—તમને હું સાંપડ્યો—ઘોડો ન મળ્યો. મેંજ ઘોડો લીધો હોત તો હું તેના પર બેઠેલોજ હોત એ દેખીતું છે.—ઘોડા જેવું સવારીનું સાધન મારી પાસે હોત તો હું જ્યાં મળી આવ્યો તે ઠેકાણે પહોંચતાં તે વળી મને આટલો વખત લાગત?

**સ્ટ્રેપરઃ** પણ હું તારૂં કહ્યું માનતોજ નથીને! તું બતાવે છે તેનાથી બે કલાક મોડોજ તું કેમ નહિ ઉપડ્યો હોય?

**બ્લેંકોઃ** એહેહેહે! તારે માનવું હોય તો માન ને ન માનવું હોય તો ન માન. અહિં કોને તેની પડી છે? તેં તારા મોટા ભાઇનો ઘોડો ગુમાવ્યો ને તેની તથા તારા ભાઇના ઝાંસા ખાધાની રીસમાં તારે એકનો યા બીજાનો કોઈનો જાન લેવો છે. તેથી શું તારા જેવા છ છ સ્ટ્રેપરો જેના પર ઓવારી નંખાય એવા માણસને ફાંસીએ લટકાવી મારવાનો? ના, ના એ ન બને. જ્યાં સુધી મને ઘોડા સમેત નિરખનારો કોઇ સાક્ષી તને ન સાંપડે ત્યાં સુધી મકદૂર શી છે તારી, કે મને હાથ પણ અડાડે! તું ય એ બરાબર સમજે છેસ્તો!

**સ્ટ્રેપરઃ** ડેનિયલ ભાઈ, આ કહે છે તે ખરૂં છે?—કાયદો આવો છે?

**એ૦ ડે૦ઃ** શેરીફદાદા કાયદો સારી પેઠે સમજે છે. મારાથી

ચોક્કસ કહી ન શકાય, તોય લાગે તો છે કે સાક્ષી હોય તો તે વધારે યોગ્ય ને રીતસર દેખાય. જાઓ, સ્ટ્રેપરભાઇ, ક્યાંકથી એકાદો સાક્ષી ઢુંઢી લાવો. ને હું એ ગાળામાં આ બિચારાના ગુમ-રાહ આત્માને સજાગ્રત કરવાનું કામ પતાવી લઉં.

**સ્ટ્રેપરઃ** ઓહો, સાક્ષી તો આ મળ્યો જ જાણો. એ કુયે રસ્તે ગયેલો તે હું જાણું છું. ને ત્યાં માઇલ સુધી ઘેર ઘેર પૂછપરછ કરવી પડે તો તે ય હું કરીશ. ચાલો, બિરાદરો (જુવાનોને) ચાલો, ઉપડીએ.

(સ્ટ્રેપર બીજા જુવાનોની સાથે નીકળી પડે છે. ફક્ત બ્લેંકો અને એલ્ડર ડેનિયલ્સ રહે છે. બ્લેંકો ઉભો થઇ એ૦ ડે૦ તરફ જાય છે. તે વેળા એના મોંઢા પર અતિશય તિરસ્કારનો ભાવ છે.)

**બ્લેંકોઃ** કેમ ? ભાઇલા ! બૂઝી પોસ્નેટ—ઉરફે એલ્ડર ડેનિ-યલ્સ ! કેમ, ચોરના ભાઇ ઘંટીચોર ? કેમ દારૂડીયા ?!

**એ૦ ડે૦ઃ** એવા ફૂફડાટથી કશો ફાયદો નથી, બ્લેંકો. આપણે બે ભાઈઓ છીએ, એ વાત કોઇ માનવાનું નથી.

**બ્લેંકોઃ** ભલેને, એમાં શું ? તું એમ ધારે છે, કે હું તારી સાથેના સગપણનો દાવો કરવાનો છું ? તારા જેવા ભાઇનું મને અભિમાન હોય એમ તને લાગે છે ? જા, જા, બૂઝી પોસ્નેટ ! તું તો નકકામો ભાઇ છે. તને ભાઈ તરીકે મેં કબૂલ કર્યો ત્યારે તને એક જ વાત સૂઝી; મારી પાસે પૈસા ઉઝીના લઇ ગળા સુધી દારૂ ઢીંચવાની. હવે વળી તું લોકોને પૈસા ધીરે છે ને બીજાઓને દારૂ વેચે છે. પહેલાં હું તારે લીધે થોડું શરમાતો—હવે બમણો શરમાઉં છું. તારા જેવાને ભાઇ કોણ માને—ગણે ? કુદરતે તારી ને મારી જોડ બનાવી. આપણને ભાઈ બનાવ્યા. હું કુદરતને કહું છું કે લે બા, એ તારો પાડ મારે ન જોઈએ. માટે કલેજે ઠંડક રાખજે ભાઈલારે, ભૂલે ચૂકે ય આપણું સગપણ નથી હું ખુલ્લું કરવાનો ! (તેના તરફ પીઠ

કરીને બેસી જાય છે.)

**એ૦ ડે૦:** ને તું કહે તોય એ લોકો માનેજ નહિ ને–એ વાતે પાકી જાણજે. એટલે તું બોલે તો ય મારે શું, ને ન બોલે તોય શું ?—મને તેની શી કનવાર ? પણ જરા ડાહ્યો થા, બ્લેંકો !–હવે બેવકૂફી કરવાનો વખત નથી રહ્યો. શેરીફ આવ્યા કેડે કલાકમાં તારે માથે મૃત્યુ ઝઝુમવાનું છે. કહે વારૂ, એ ઘોડો ચોરી જવાનું તને શેં સૂઝયું ?

**બ્લેંકો:** મેં ઘોડો ચોર્યો નથી. મારૂં તારી પાસે લ્હેણું હતું તે વાળવા માટે મેં એનો કબજો લીધો. મેં ધારેલું કે ઘોડો તારોજ છે. એ પણ મારી મૂરખાઈ—તારી પાસે તે વળી બીજાઓની વસ્તુઓ ન હોય ને તારી પોતાની જ હોય એમ મારાથી મનાયજ શાથી ? બા ને બાપુ ગુજરી ગયાં ત્યારે એમની પાસે હતું તેટલું બધું તેં તફડાવી લીધું. મેં રીતસરનો ભાગ તારી પાસે માંગ્યો ય નહિ. વખતોવખત તને નાણું ધીરેલું, તે પણ મેં પાછું નથી માંગ્યું. માંગી એક જ વસ્તુઃ આપણી બાની જૂની કંઠી, જેની અંદર તેના વાળવાળું લોકેટ હતું તે. પણ તેય તું મને શાને આપે ?—કશું ય આપવાની તારી દાનતજ નહિ તે. આમ મારૂં રીતસરનું લહેણું તેં નકાર્યું એટલે મેં તે ઉપાડી લીધું—તને થોડી નસીયત તો મળે, એટલા ખાતર !

**એ૦ ડે૦:** પણ તારે કંઇ પણ ચોરવુંજ હતું, તો બાની કંઠીજ ચોરવી'તી ને ! એને માટે કોઇ તને ફાંસીએ નહિ ચઢાવત.

**બ્લેંકો:** માવડીમુખા મૂરખ તરીકે છૂટી જવા કરતાં ઘોડાચોર તરીકે ફાંસીએ લટકવું મને વધારે પસંદ છે.

**એ૦ ડે૦:** અરે, બ્લેંકો, બ્લેંકો !—આવી ને આવી ઘેલી મગરૂરીએ તને ખેદાનમેદાન કરી નાંખ્યો છે. મારી પેઠે કર્યું હોત, તો તું અત્યારે ખાસ્સો છુટ્ટો હોત—પ્રતિષ્ઠા પામ્યો હોત. આજે

ગળે ફાંસો લઇને અહિં પડયો છે, તેવો ન હોત.

**બ્લૅકો:** ( એકદમ તેના તરફ ધસતાં ) અહાહાહા !—તારા જેવું કરૂં ?—શું કહ્યું ? તારી પેઠે દારૂ ઢીંચું, કેમ ? ઠીક, એ પણ વળી હમણાં હમણાં મેં કરી જોયું છે. હવે કંઈક મને સમજ પડતી જાય છે.

**એ૦ ડે૦:** રાંડયા પછીનું ડહાપણ તે કશા કામ આવે, બ્લેકો ? (એકદમ આવેશમાં) અરે, મારી પેઠે—હું કરતો'તો તેમ શા માટે તેં દારૂ ના ઢીંચ્યો ? ઇશ્વરેજ મારા ભલાને ખાતર મને વ્યસનમાં નાંખ્યો, ને યોગ્ય વખત થયો ત્યાં સુધી તેમાં રચ્યો-પચ્યો રાખ્યો, તેમાં તું શેં ન પડયો ? હું જુવાન હતો ત્યારે મારા વ્યસનેજ મારૂં શીલ બચાવી લીધું—ને તેને અભાવે જ તારૂં બગાડી માર્યું. વાત કર, જોઉં. કહે, હું જ્યારે કામમાં ગૂંથાયેલો રહેતો હતો તે વેળા કદી પીતો ?

**બ્લેકો:** નહિંજ, પણ ઢીંચવા જેટલા પૈસા પાસે હોય ત્યારે તું કામ જ વળી કયારે કરતો હતો જો ?

**એ૦ ડે૦:** એ જ ખુદાતાલાનું ડહાપણ સૂચવે છે. પરમાત્માનું માયાળુપણું દાખવે છે. ઈશ્વર અનેક રીતે પોતાનો હેતુ બર લાવે છે. એનાં ફરમાનો, એની આજ્ઞાઓની વિરૂદ્ધમાં આપણે આપણા નાચીઝ કાયદા લઢાવીએ છીએ ત્યારે ઇશ્વરની એ રીતોનો આપણને ખ્યાલ જરા ય નથી હોતો. બોલ, માણસને સેતાન ક્યારે પોતાના સકંજામાં લે છે ? જ્યારે તે કામમાં હોય છે, કે પીધેલો હોય છે ત્યારે તો નહિ જ: ફક્ત જ્યારે નવરો ને અકકલ હોશિયારીમાં બીનકેફમાં હોય ત્યારે જ. કશું બીજું કરવાનું ન હોય ત્યારે આપણો સ્વભાવ જ આપણને પીવા—ઢીંચવા કહે છે. આપણા બેનો જ વિચાર કરને ! જ્યારે આપણાં ખિસ્સાં પૈસે ખખડતા, ત્યારે આપણે શું કરતા ? મોજશોખસ્તો વળી. પણ જરા પોચો—વધારે નમ્ર સ્વ-

ભાવનો, હું તો—**મહાજનો યેન ગતઃ સપન્થાઃ**—સૌનો રાહ તે વહુનો રાહ એ રસ્તે વળ્યો. મેં તો મારૂં નાણું કલાલને ત્યાં ખાલવ્યું. ને કહી દીધું કેઃ જો ભાઈ, મારે નામે કંઇ જમે ન રહે ત્યારે મને ધકેલી મૂકજે. ને પછી—પછી, પૈસા ન હતા તે ગાળામાં કદિય તેં મને બીનકેફમાં ભાળ્યો ?

**બ્લેંકોઃ** નહિ જ. ને તું એવો ઘૃણાસ્પદ દેખાતો હતો કે જીંદગીભરને માટે ન પીવું એવો નિશ્ચય મેં કેમ ન કરી નાંખ્યો એનીજ મને નવાઇ લાગે છે.

**એ૦ ડેનિ૦ઃ** અહિંજ—અહિંજ તને તારો અહંકાર નડયો. તને કદિ એ ન સૂઝયું કે હું જેટલો વખત કેફમાં રહેતો એટલો વખત તદ્દન નિર્દોષ જ રહેતો—નિષ્પાપ રહેતો. લાલચો, નઠારી સોબત ને મેલા વિચારો, જાણે કે, મારી આગળથી ઉનાળાની પવનલહરી પેઠે સરસર વહી જ જતા. હું એવો તો કેફમાં હોઉં કે તે બધાનો મને ખ્યાલ જ ન આવે. પણ જ્યારે પૈસા પતી ગયા ને મને પેલાઓએ હડસેલી કાઢયો ત્યારે જાણે ભઠ્ઠીમાંથી સોનું બહાર પડે તેમ હું પણ બહાર આવી અફળાયો—મારૂં ચારિત્ર્ય શુદ્ધ ને ડાઘા વિનાનું બન્યું. પછી જ્યારે કામે વળગ્યો ત્યારે તેમાં ને તેમાં જ મશગૂલ રહેવાથી હું પાધરો રહ્યો. બોલ, બ્લેંકો, એવી જમે બાજુ તું બતાવી શકે છે ? રજાના કે તહેવારના દિવસોમાં તેં નિષ્પાપ રીતે ને શીલ બગાડ્યા વિના વખત ગાળ્યો છે ખરો ? જરાય નહિ. નાટક ચેટક, જુગાર, પાનાં, નઠારી સોબત, જૂઠી ખોટ્ટી વાર્તાની ચોપડીઓ; ને સ્ત્રીઓ, બ્લેંકો, સ્ત્રીઓ પણ; ખરાબ વિચારો અને ડંખીલો અસંતોષ ! એમ ને એમ આખરે તું છેક ભટકેલ ને જુગટાખોર બની ગયો, ને હવે આજે આ ફાંસીએ લટકવા સુધી વાત આવી પહોંચી ! ઓહો ! જૂઠા અહંકારવાળાઓને આમાંથી કેટકેટલું શીખવાનું છે ! અહા, ફેવોક—(બ્લેંકો પોતાની ટોપી એના પર ફેંકે છે.)

બ્લેંકોઃ લે, બૂઝી, લે. એને લટકાવ, ફાડી નાંખ, ચીરી નાંખ!

એ૦ ડેનિ૦ઃ હા, હા! જો, તું પાછો કવિતામાં ડૂબી મૂઓ! પણ હું કહું છું તેનો ઇન્કાર તારાથી થાય એમ નથી તો. ને તું એમ ધારે છે કે દારૂ પીધાથી ફાયદો છે એવું મને ન લાગતું હોય તો દારૂ વેચવાનો ધંધો કરી હું મારા આત્માને ભ્રષ્ટ કરૂં? જરાકે નહિ!—ને પેલા દારૂનિષેધિયાઓ, ઇશ્વરે શુભ હેતુથી આપણામાં આરોપેલી કુદરતી વાસનાઓ સામે શીંગડાં માંડવા નીકળે છે તેમના જેવો હું નથી તો! ના, ના. ભૂખે મરવું પડે તે કબુલ, પણ મને એમના જેવું લાગતું હોય તો હું કદિ ય દારૂ ન વેચું. પણ હું બધું સમજું છું. માનશે? બ્લેંકો, આ આજે અમેરિકા દુનિયાની સૌ પ્રજા કરતાં વધારે પવિત્ર હોય તો તેનું કારણ એજ છે કે જ્યારે કામ નથી હોતુ ત્યારે એ પ્રજા કેફમાં જ મશગુલ રહે છે—જેથી સેતાની લાલચોનો કશો પન્તોજ ન લાગે ને!

બ્લેંકોઃ જા, જા, આત્મછળ માં કર, બૂઝી! તું પીઠું માંડી બેઠો છે કેમકે ત્હાના કરતાં એ વેપારમાં નફો ઝાઝો મળે છે. એજ, બીજું શું? ને તેં જાતે નશો કરવો છોડી દીધો કેમકે એડવર્ડ-ટાઉનમાં તને ફેફરૂં આવેલું તે વેળા પેલા દાક્તરે તને કહ્યું કે હવે પછી જો દારૂ પીધો તો તું મરીજ જશે. આથી હવે તું દારૂથી ભાગે છે. ખરી વાત આવી છે, લાલાજી!

એ૦ ડેનિ૦ઃ (ઉત્સાહભેર) પાડ ઇશ્વરનો કે દારૂમાંથી મને નફો થય છે. ને વળી એનું જ એહસાન કે એડવર્ડ ટાઉનમાં ફેફરા દ્વારા મને ચેતવણી આપીઃ કે બાબા રે, હવે કેફ કરવાનો વખત તારો ગયો. હવે તો તારે બીજી કંઇક બહેતર સેવા ઉપાડી લેવી જોઇએ.

બ્લેંકોઃ પણ બૂઝી, સંભાળજે. એ તારા ઇશ્વરે હજુ તને પૂરેપૂરો ચાક નથી ચઢાવ્યો. એની પાસે હમેંશા કંઇક ને કંઇક કાળી

ધોળી જૂક્તિ તૈયાર જ હોય છે.........

**એ૦ ડે૦:** અરે, અરે, આ વિશ્વના નિયંતા વિષે, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ઈશ્વર વિષે આમ તે બોલાય કે?

**બ્લેંકો:** અરે, એ તો મારો વહાલો સાવ લુચ્ચો છે. સાવ હલકટ છે. તને છેતરવાને એ લાગ જોઇ રહ્યો છે. તારી સાથે એ સંતાકુકડી રમે છે. બસ ખલાસ, હવે કંઇ આપણને સ્વરગમાં જગા નહિ મળે એવું તને લાગે તેટલી હદ સુધી તને એ દારૂ ઢીંચવા દે છે, ને પછી સાવ ઓચિંતો જ તારા પર છાપો મારે છે ને તને કેફ બિલ્કૂલ છોડાવી દે છે!

**એ૦ ડેનિ૦:** અરે, અરે, જરા તો માનપૂર્વક બોલ, બ્લેંકો, જરા તો પૂજ્યભાવ રાખ.

**બ્લેંકો:** (ઉછાળા મારી એના તરફ આવતાં) પૂજ્યભાવ! એ વાત વળી તું કોની પાસે શીખી લાવ્યો? બાઇબલમાં તો નથી. તે તો કહે છે કે એ ચોરની પેઠે રાત્રે ધીમે ધીમે આવે છે; હા ઘોડાચોર પેઠે...........

**એ૦ ડે૦:** (ચમકીને) અરે રે.........

**બ્લેંકો:** (તેને દાબી દેતાં) સાચ્ચી વાત છે. એવી જ રીતે એણે મને પકડયો ને (અત્યારે) મારી સાથે ફાંસીયાવેડા કર્યા. મારે એની સાથે કશી લેવાદેવા નથી રાખવી. મારી પોતાની રીતે જ ચાલવું છે ને વર્તવું છે ને ફલાણું કરજે, 'ઢીકણું કરીશ માં' રમકડું કરશે તો તું નરકમાં જ પડશે, યાદ રાખજે એવા એવા એના દોઢડાહ્યાં ફરમાનો મારે નથી માનવાં–તેથી, તેથી એ મારા પર વેર ભાવ રાખે છે. તોયે આટલા વરસો એને હાથતાળી આપી ને એના વિના જ સદંતર ચલાવી લીધું. પણ આખરે એણે મને ઓચીમાંથી પકડયો ખરો. આખરે તો હું ફાંસીએ લટકવાનો, એટલે એને લાગ-વાનું કે "હં! કેવો જીત્યો? કેવો ફાવ્યો?" (પોતાના બન્ને હાથ

પોતાનાં ગજવામાં નાંખે છે ને વિચારવશ ડેનિ૦ થી સામી દિશા તરફ વળે છે. ફરે છે. એનું મોઢું હવે પંચની બેઠક તરફ છે.)

**એ૦ ડેનિ૦:** (જા, જા, તેં ચોરી કરી ને વળી એના પર ટોપલો ઓઢાડવાની હિંમત કરે છે! એ તો સેતાને જ તને કુબુદ્ધિ સૂઝાડી તેથી તેં ઘોડો ચોર્યો.

**બ્લેંકો:** જરા ય નહિ. ઈશ્વરે કે સેતાને કોઇએ મને ઘોડો લેવાનું સૂઝાડયું જ નથી. એ તો મેં આપ મરજીથી જ લીધેલો. ઇશ્વરે તો એથી ય વધારે ખરાબ કાવતરૂં મારે સારૂ રચી રાખેલું હતું. (ખિસ્સામાંથી હાથ કાઢી લઇ જોરથી મુઠ્ઠીઓ વાળે છે.) હુસ! હા! અત્યારે તો એ ઘોડા પર બેસીને હું ક્યાંય નીકળી ગયો હોત—પચાસ ગાઉ કાપી નાંખ્યા હોત! તેને બદલે આ ફાંસીએ ચઢવાની વાટ જોતો હું અહિં સડું છું! મારામાં એવું તે શું ભૂત ભરાયું? એવો ગધેડો હું શાથી બની ગયો? એ મારે જાણવું છે, સમજવું છે. એ જ મોટો ભેદ છે.

**એ૦ ડેનિ૦:** (ટેબલની સામી બાજુએથી) બ્લેંકો! મોટો ભેદ અત્યારે તો એ છે, કે તેં ઘોડાનું શું કર્યું?

**બ્લેંકો:** (ટેબલ પર મુઠ્ઠી પછાડી) તને કે કોઇ પણ માણસને એ વાત ભૂલેચૂકે ય કહું તો તૂટી પડજો મારી જીભ! મને કાચો ને કાચો શેકે, અથવા મારા રાઇ રાઇ જેવડા ટુકડા ભલે કરે; પણ સ્ટ્રેપર કેમ્પ કદિ પણ એ બાબતમાં મને બનાવી નહિ જ જાય. ભલે મને ફાંસી ચઢાવે. ભલે ગોળી મારે. હું તો મરદ છું, કંઈ ગંધાતું કુકકર નથી. એઓ જે કંઇ કરશે તે મરદની પેઠે સામી છાતીએ સાંખી લઈશ.

**એ૦ ડેનિ૦:** તું મિજાસ ખો માં બ્લેંકો! એથી શું વળશે? (લુચ્ચાઇથી) ઘોડો ક્યાંથી મળશે, એનો ખ્યાલ તું સ્ટ્રેપરને આપે, તો વળી બધા તને છોડી ય મૂકે.

બ્લેંકો: નારે ના. આવો સારો લાગ મળ્યો હોય ત્યારે ફાંસી-યાવેડાની ગમ્મત જતી કરે એમાંના એ લોકો નથી તો! મેં પોતે ય એ ગમ્મત ક્યાં નથી અનુભવી? અરે, મારા જેવા સારા માણ-સને લટકાવી માર્યાં હશે ત્યારે ય ખરાબમાં ખરાબ રીતે મેં બૂમ બરાડા પાડ્યા છે, ગોળીઓ મારી છે. પછી મન વાળી લેતો કે એ ભાઇશ્રી આવા જ લાગના હતા, ને બન્દાએ કંઇ ખોટું નથી કર્યું. જરા કડક રીતે પણ કર્યું છે તો ઠીક જ. હા, ને હવે મારો વારો આવ્યો. અહા! જે માણસો પ્રત્યે મેં બરાડા પાડયા, ને જેમને મેં ગોળીઓ મારી, તે ભલે નરકમાંથી ડોકીયાં કરે ને મને લટકતો ને વીંધાતો ને ગાળો ખાતો જુએ!

એ૦ ડેનિ૦: અરે, પણ તારે ફાંસીએ ચઢવું હોય તો ભલે ચઢ, પણ તેથી કંઇ સ્ટ્રેપરને એનો ઘોડો ન મળે એવું કંઈ બને? હું તને કહું છું કે એ ઘોડાની જવાબદારી મારે માથે છે. (ટેબલ પર વાંકા વળીને એને પટાવતાં) જરા ભાઇ ભાઇનો નાતો તો રાખ, બ્લેંકો! ચાલ, કહે જોઉં, ક્યાં છે એ ઘોડો?

બ્લેંકો: (ઉભો થઇને ટેબલથી દૂર જતાં) હવે એ પંચાત તું રહેવા દે. મારે કરવું હતું તે મેં કર્યું. મારી પાસેથી એ ગયો. એટલું જ જાણવું તારે માટે પુરતું છે.

એ૦ ડેનિ૦: (એની પાછળ પાછળ જતાં) વાહ, વાહ! ત્યારે તારી પાસેથી જે કોઇ ઘોડો પડાવી ગયું તેનો પત્તો તું તારે આપી દેને! તે શું કરવા નથી કરતો?

બ્લેંકો: શું કરવા? અરે, તમને વેચીને ચણા ખાય એમાંનું એ માણસ છે. જેમ મને વટાવી ખાધો, તેમ!

એ૦ ડેનિ૦: તેની ચિંતા તારે શીદને જોઇએ, બ્લેંકો? તું જો એનો પત્તો આપે તો પછી સ્ટ્રેપર ને બધા જુવાનો મળીને એને પાતાળમાંથી ઢુંઢી લાવશે. આ લોકો કંઇ કાચા છે?

બ્લેંકો: અરે, કાચ્ચા તો સત્તરવાર. સૌને વેચી ખાય એમાંનો પેલો તો છે. એ માણુસ જ ન્હોતો ને!

એ૦ ડેનિ૦: ત્યારે કોણ હતો?

બ્લેંકો: (ઉંચે આકાશ તરફ બતાવી) પેલો પરમેશ્વર!

એ૦ ડેનિ૦: છટ, ઇશ્વરનું નામ દેતાં જરા તો શરમા!

બ્લેંકો: હા, એણે જ મને બનાવ્યો–ને ઘોડો મારો પડાવ્યો. મને અહિં આણી એને જૂનું વેર વાળવું'તું! છેલ્લી બાજી એને જીતવી છે, ને તે એ જીતવાનો જ. આખરે એ મને બનાવી ગયો જ, એમાં ના નહિ. પણ મને એ એમ બ્હીવડાવવા માંગતો હોય તો ખાંડ ખાય છે ખાંડ! હુંય પાછો નથી પડવાનો. લાગ તો મળવા દે, હું છેલ્લે સુધી ઝગડીશ. મારી સામે એમને સાક્ષી નહિ મળે તો છેલ્લે સુધી ખેંચી રાખીશ. પણ હું હિમ્મત તો નહિ જ હારૂં–ભલેને એનું સ્વરગનું આખું લશ્કર આવે ને મારી ઠેકડીઓ બનાવે—અથવા તો મારા અત્યારના સાદા સીધા આત્માને સાટે એ મને જીવતદાન માંગે તોય શું? હું નહિ ગાંઠું તે નહિ જ ગાંઠું.

એ૦ ડેનિ૦: તારૂં મગજ ઠેકાણે નથી લાગતું બ્લેંકો! હું તો સૌને એમ કહીશ કે તું પાગલ થઈ ગયો છે. એથી તેઓ તને છોડી દેશે–જતો કરશે. (બારણાં તરફ જવા કરે છે.)

બ્લેંકો: (એને ઝાલી રાખીને અતિશય ત્રાસપૂર્ણ આંખો કરી) જઇશ માં, જઈશ માં. મને એકલો છોડી ન જતો. સાંભળ્યું કે?

એ૦ ડેનિ૦: આખરે, તારા આત્માએ છેવટે તને એવો નિરાધાર બનાવી દીધો કે તું ધોળે દહાડે પણ એકલો રહેતાં ડરે છે; જેમ અંધારામાં બચ્ચું ડરે, તેમ. ખરૂં ને?

બ્લેંકો: હા–હા! હું એ ઇશ્વર કહેવાતાથી ને એના કાવા-દાવાથી ડરૂં છું–બ્હીઉં છું. જ્યારે તારા જેવા માણસો મારી સમક્ષ ...ઈને સેતાનનો મારો સાથ ટકાવી રાખતા હોય–જ્યારે લોકો એ

રમતનાં રમકડાં બની તે ચાલુ ને ચાલુ રાખતા હોય ત્યારે મને ઠીક પડે છે, ફાવે છે. પણ આજ સ્હવારથી હું એકલો પડી ગયો છું તેથી હું જરા હિંમત હાર્યો છું. એની રીત જ એ છે—તમે એકલા હો ત્યારે જ એ પરમેશ્વરડો તમારા પર દાવ ખેલી જાય છે. વખતે મારૂં ભેજું ફરીથી એ ફેરવી નાંખે તો ? વખતે એ મારી આગળ નવા નવા માણસો મોકલે—કદાચ બનાવટી, કલ્પિત માણસો મોકલે. મને ચળાવે.–(થર થર ધ્રુજી જતાં) ખુદા ખુદા ! મને નથી લાગતું કે પેલી બાઇ તથા એનું બચ્ચું સાચાં હોય. ના, ના. નહિ જ હોય. હેઠ મારે પડખે આવી લાગ્યાં ત્યાં સુધી તો એ બંનેને મેં જોયેલાં પણ નહિ તો !

**એ૦ ડેનિ૦:** કઇ બાઇ, ને કયું બચ્ચું ? એ શું બકારો કરે છે ? ઝાઓ ચઢાવ્યો તો નથી ?

**બ્લેંકો:** તારે શી પંચાત ? તારે મારી સાથે રહેવાનું છે તે છે જ. બસ. ન બને તો બીજા કોઇકને મોકલ—કોઇક તારાથી ય ભુંડો માણસ હોય ને મારામાંનું સેતાની તત્વ ટકાવીને ચાલુ રાખે એવાને મોકલ. સ્ટ્રેપર કેમ્પ હશે તો ચાલશે. અથવા તો પેલી ન્હોરિયાં ભરનારી થોડી વીસનખી સેતાનડીઓ પણ ચાલશે.

(સ્ટ્રેપર કેમ્પ આવી પહોંચે છે.)

**એ૦ ડેનિ૦:** (સ્ટ્રેપરને) આ તો કંઇ ચક્રમ થઇ ગયો લાગે છે.

**સ્ટ્રેપર:** ઢોંગ, બીજું શું ? (ડેનિ૦ની પાસે થઇને હેઠ બ્લેંકોની પાસે જઈ તેની અડોઅડ ઉભો રહી કહે છે) એમાં કંઇ વળવાનું નથી. અહિં તો ગંડુલદાસોને પણ ફાંસીએજ ચઢાવવાનો કાયદો છે. એ તો વળી સોનાથી પીળું !

**બ્લેંકો:** હાઆશ. સ્ટ્રેપર, તું અહિં છે તે મને ઠીક લાગે છે. હું નિર્ભય બનું છું. તું છેક્જ ભુંડો છે એથી તો વળી વધારે.

**સ્ટ્રેપર:** આહાહા ! તું સમજી ગયો છે કે હવે આવી બન્યું ને

ફાંસીએજ ચઢવાના છીએ તો શા સારૂ બેપાંચ વ્હોણાવીએ નહિ? બોલ, બોલ, તારે લવારો કરવો હોય તે કર. મને તો મારે જોઇતો સાક્ષી મળી ગયો છે. ને આ તને કહી રાખું છું કે એ બાઈ તારી ઓળખ આપવા કરવા અહિં આવે ત્યારે કશી ગડબડ કરીશ માં, સમજ્યો ?

બ્લેંકોઃ (ત્રાસથી પાછા હઠી) બાઇ? ના, ના, એ તો સાચ્ચી છે જ નહિ...તેમ નથી પેલું બચ્ચું ય સાચું ! સાવ બનાવટી !

એ૦ ડેનિ૦ઃ એ કોઈક બાઇ તથા બચ્ચાં વિષે લવારો કરે છે. ખરૂં કહું છું, એનું ભેજું ખસી ગયું છે.

સ્ટ્રેપરઃ (બ્હારનાંઓને બૂમ પાડી) બાઈને અંદર આવવા દો—અંદર મોકલો.

(ફીમી ઇવાન્સ નામની ૨૩–૨૪ વરસની બાઇ અંદર આવે છે. એની રીતભાત અવિવેકી છે, એનો દેખાવ મૂળે રૂપાળો પણ અત્યારે બગડી ગયેલો છે ને એનાં કપડાં મોંઘાં પણ ગંદાં છે)

એ૦ ડે૦ઃ ઠીક છો ને, ફીમી બ્હેન ?

ફીમીઃ ઠીક છે, ડેનિયલ દાદા ! (ફીમી આગળ જાય છે અને સ્ટ્રેપરના હાથમાં પોતાનો હાથ ભેરવી ઉભી રહે છે તે પરથી સ્પષ્ટ થાય છે કે એ બંને વચ્ચે કંઇ ઓરજ સંબંધ છે.)

સ્ટ્રેપરઃ ફીમી, આને કયાંક જોયેલો ખરો કે ?

ફીમીઃ હાસ્તો. આજે સ્હવારેજ આ ભાયડો તમારા ઘોડા પર બેઠેલો હતો. સ્ટ્રેપર ! એ વિષે કશી શંકાજ નથી.

બ્લેંકોઃ (અદ્દલ તિરસ્કારપૂર્વક) જા, જા, ઘેર જઇને તારૂં મોઢું ધોઈ આવ, ફુવ્વડ !

ફીમીઃ (એકદમ લાલ લાલ થઇ જાય છે અને સ્ટ્રેપરના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લે છે) જા, જા ! તારા જેવાને ફાંસીએ ચઢાવવાને તો છું તેવીજ હું બસ છું; સમજ્યો ? (એની પાસે

જાય છે અને ધમકાવતાં કહે છે.) ગૃહસ્થ સ્ત્રીનું અપમાન કરતાં શરમાતો નથી? અમેરિકાવાસી છે કે કોણ છે?

બ્લેંકો: ગૃહસ્થ સ્ત્રી! ઓ મારા બાપરે! હં? અને તેં મને ઘોડા પર બેઠેલો જોયો'તો, ખરૂંને?

ફીમી: હા. જોયો'તો.

બ્લેંકો: એટલા માટેજ ખાસ મળસ્કે ઉઠીને ભટકવા બહાર પડેલી, ખરૂંને?

ફીમી: ના, એમ નહિ. હું એક મિજલસને લીધે ખૂબ મોડે સુધી જાગેલી.

બ્લેંકો: ને હું ઘોડા પર બેઠેલો હતો. ખરૂં ને?

ફીમી: હા, હતોજ. તું ના કહેતો હોય તો તું લબાડ છે— જુઠ્ઠો છે.

બ્લેંકો: (સ્ટ્રેપરને) જુઓ ભાઇ! આ બાઇસાહેબે પોણી રાતે ગળા સુધી ઢીંચેલું હતું. ને માણુસ કોણુ ને ઘોડો કોણુ તે સમજવા પૂરતુંય ભાન નહોતું ત્યારે એક માણુસને ઘોડા પર બેઠેલો જોયો! વાત તો અક્કલમાં ઉતરે તેવીજ છેને!

ફીમી: (એકદમ) જુઠ્ઠો—લબાડ! હું પીધેલી નહોતી...... એટલે કે, એટલી બધી તો નહિજ!

બ્લેંકો: (ફીમીનું ન સાંભળતાં)—હા, ને તેં (સ્ટ્રેપરને) જોયો તે માણુસ પાસે ઘોડો નહોતો. હં! ને ઘોડેસ્વારમાં ને પગપાળામાં કશોજ ફેર નહિ, ખરૂંને? જાવ, જાવ! લઇ જાઓ તમારી આ સાક્ષણુને! એનું કહ્યું કોને ગળે ઉતરવાનું હતું? જાવ જાવ, નાંખી આવો એને કોઇક ઉકરડે. મને ફાંસો દેતાં પહેલાં તો તમારે એ ઘોડાને શોધી કાઢવો પડશે, ઘોડાને, સમજ્યા? (ફીમી તરફ તુચ્છકાર-પૂર્વક પીઠ ફેરવી પાછો હઠે છે અને પંચની બેઠક તરફ પીઠ કરી ટેબલ પાસે બેસે છે.)

**ફીમીઃ** (એની પાછળ પાછળ ચાલીને) હું તને લટકાવું ત્યારેજ ખરી, ધુવ્વડ ઘોડાચોર!—નહિ તો આ છાવણીમાંના કોઇ પણ માણસ તરફ હું પછી ઝૂકીને જોવાનીય નથી—બોલું તો શાનીજ? તારા શા ભાર? તું સાવ ઢબ્બુ છે–સાવ નમાલો! તદ્દન છૂઉઉઉસ!

**બ્લેંકોઃ** હં! ને બાઈ સાહેબ, આપશ્રી કેવાંક છો વારૂ? કહોને બાઇજી? દશ ઘોડાચોર કરતાંય આવા શહેરને માટે તો આપ વધારે આફતરૂપ છો. સમજ્યાં?

**ફીમીઃ** મી૦ કેમ્પ, આ કાળીયો અહિં મારૂં આવું હલકટ અપમાન કરે છે ને તમે ઠંડે કલેજે જોઇ કેમ રહી શકો છો? (બ્લેંકો પ્રત્યે દ્વેષપૂર્વક) તને ફાંસીએ લટકાવું ને તારા રાઇ રાઇ જેવડા ટુકડા કરાવું ત્યારેજ હું ખરી! આફત છું ને! કેવી આફત છું તે તને બતાવી આપીશ—તારો છુંદોપાક કરાવીશ. (બ્લેંકો હસે છે) તું એમ હસી કાઢે એમાં કંઇ ખાટી નથી જવાનો. જ્યારે પેલા જુવાનડાઓ મંડશે ત્યારે તારૂં મુખારવિંદ જોવા જેવું થઇ રહેશે.

**બ્લેંકોઃ** ભારે પાડ, ફીમીબાઈ, ભારે પાડ. ઠેઠ સુધી મારે પડખે રહેજો, હોંકે? ઠેઠ સુધી મારો હાથ ઝાલજો. એટલે હું ઠંડે કાળજે મરીશ. (હાથ ધરે છે. ફીમી જંગલી રીતે તે હાથ પર ઝટકો લગાવે છે. પણ બ્લેંકો હાથ વેળાસર ખેંચી લે છે એટલે ઝટકો લાગતો નથી. બ્લેંકો ખડખડ હસી પડે છે).

**ફીમીઃ** તું——

**એ૦ ડે૦ઃ** ફીમીબ્હેન. પડવા દો એને. એનું મગજ જ આજે ઠેકાણે નથી. (ફીમીને ખાતરી નથી પડતી પરંતુ તિરસ્કારભાવે આ ખુલાસો એ સ્વીકારે છે અને શેરીફની પાટના પગથિયા પર બેસી જાય છે).

( શેરીફ કેમ્પ આવી પહોંચે છેઃ એ ખાસ્સો ધાબડધીંગો છે. એને મોટા ચપટા કાન છે, અને ગળું ડોકાના પ્રમાણમાં વધારે

જાડું છે એમ દેખાઇ આવે છે.)

**એ૦ ડેનિ૦:** સાહેબજી, શેરીફ!

**શેરીફ:** સાહેબજી, ડેનિયલ! (આગળ જતાં) સાહેબજી, સ્ટ્રેપર (આગળ જતાં ધીમીને) ઠીક છેને, મીસ ઇવાન્સ? (સ્ટ્રેપર અને બ્લેંકોની વચ્ચે ઉભો રહેતાં) આજ કે કેદી?

**બ્લેંકો:** (ઉભો થતાં) આ જ; શેરીફ! સાહેબજી!

**શેરીફ:** સાહેબજી. હં, તું જાણતોતો હશેજ, કે ઘોડો ચોર્યો હશે ને પંચ તારી વિરૂદ્ધ ચુકાદો આપશે તો પછી કંઇ છેલ્લી તજવીજો કરવા માટે તારે વખત નહિ રહે. માટે તને લાગતું હોય કે ગુન્હો કર્યોજ છે તો અત્યારથી પરવારી લેવાની ખટપટ કરજે. એજ ઠીક પડશે.

**બ્લેંકો:** તજવીજ જાય જહન્નમમાં! મારે કશું પરવારવાનું નથી.

**શેરીફ:** હં! પણ તારૂં મગજ તો ઠેકાણે છે ને? એલ્ડર ડેનિયલે તારી સાથે વાત કરી?

**બ્લેંકો:** હા, કરી. ને હું કહું છું કે એ બધું કાયદા વિરૂદ્ધ છે—જુલમ છે—જહાંગીરી છે, બીજું કંઈ નથી.

**એ૦ ડેનિ૦:** એના બોલવાનો કંઇ ઢંગધડો નથી. એનું ભેજુંજ ઠેકાણે નથી, શેરીફ સાબ! જગન્નિયંતાની હજુરમાં રજુ થવા જેવી એની સ્થિતિ નથી.

**શેરીફ:** એલ્ડર, તું તો ભલો માણુસ છે. પણ પેલા જુવાનિયાઓ એ કબુલ નહિ કરે તો! (બ્લેંકોને) જોરે, અલ્યા! ફાંસીએ લટકવાનુંજ આવે તો ચસકેલા ભેજા કરતાં મગજ ઠેકાણે રાખીને મરવું એ તારેજ માટે ફાયદાકારક છે. બાકી અમારે એથી કશો ફેર પડવાનો નથી. એ વિષે રખે કંઇ ભૂલાવામાં પડતો.

**બ્લેંકો:** ખુદા મને મરૂં ત્યાં સુધી દુષ્ટ રાખે! લ્યો, આ

મારી નાનકડી પ્રાર્થના પતી ગઇ. હું તૈયાર છું. જોજો, હું ગુન્હેગાર છું એમ રખે માનતા ? પણ આ ગામ જ સાવ સડેલું છે—ભુંડું છે—એ હંમેશાં ઉંધુંજ કામ કરવાનું—ખોટુંજ આચરવાનું.

**શેરીફ:** ને તારે એવા ભુંડા ગામમાં ઝાઝું રહેવુંય નહિ પડે તો. હં! (સ્ટ્રેપરને) સ્ટ્રેપર, રીતસરના સાક્ષી પુરાવા મળ્યા છેને ?

**સ્ટ્રેપર:** હા, તમામ રીતસર.

**બ્લેંકો:** હા, સોમાં નવ્વાણું ઓછા—ઘોડોજ ન મળે !

**શેરીફ:** એ શું, હેં ? ઘોડો નથી સાંપડયો ?

**સ્ટ્રેપર:** ના. મને લાગે છે કે અમે એને પકડી પાડયો તે પહેલાંજ એણે વેચી મારેલો. પણ ફીમીએ એને સવારમાં દીઠેલો.

**ફીમી:** હા, દીઠેલો.

**સ્ટ્રેપર:** હું જુવાનિયાઓને બોલાવું ?

**બ્લેંકો:** જરા રહીને, શેરીફ સાબ! આવી ગંદી જગામાંયે દેખાવ તો જરા રૂડો રાખવો ઘટે; લેખે લાગે. ( ગજવામાંથી એક કાંસકી ને નાનકડું દર્પણ કાઢે છે અને પાટ પાસે જઇને વાળ હોળે છે.)

**એ૦ ડેનિ૦:** મેર, અલ્યા! તારા આત્માનો ખ્યાલ કર આત્માનો! તારા છીછકલા ચ્હેરાને શું રડે છે?

**બ્લેંકો:** મારા આત્માને હું નથી ફેરવી શકતો, એલ્ડર !—એજ મને ફેરવે છે, કદિક કદિક. ફીમી, હું જરા ફીકકો પડી ગયો છું, નહિ ? તારા ગાલ પરનો પાવડર જરા મને લગાવી આપ ને ?

**ફીમી:** જૂઠા—લબાડ ! મારા ગાલ પર પાવડર નથી—જે છે તે એ, સમજ્યો ? ખબર તો તને પડશે જ્યારે ફાંસીએ ચઢી તું ધોળો ફકક થઇ જશે !—ને તારૂં શરીર ગોળીએ ગોળીએ વિંધાઇ રાતુંચોળ બનશે !

**બ્લેંકો:** શેરીફ, જુઓ. આ સાક્ષણ દૂબીલી, ડંખીલી નથી કે ?

**શેરીફ:** તારી પાછળ ફોગટ વખત જાય છે (સ્ટ્રેપરને) જા, ને તપાસ કર, કે જુવાનડાઓ તૈયાર થયા? કેટલાકની પાસે ગોળીઓ થઇ રહી હતી તે વેચાતી લેવા ગયા હતા. એમને ભલેને ગમ્મત થતી. કેદીનેય ટુંકે પતી જશે.

**સ્ટ્રેપર:** યંગ જૅક આખી પેટી ભરીને ગોળીઓ લઇ આવ્યો છે. બધાય કડીતોડ તૈયાર છે.

**શેરીફ:** (પાટ પર જઈ, બ્લેંકોને સંબોધી) તારૂં સ્થાન પ્હણે છે—કેદીના પિંજરામાં—જા ત્યાં. (બ્લેંકો કરડાકીભેર નમન કરે છે ને બતાવેલે સ્થાને જઇ ઉભો રહે છે) મીસ ઇવાન્સ, તમે ટેબલ પાસે બેસો તો ઠીક પડશે. (ફીમી એ પ્રમાણે કરે છે—ને પિંજરાની પાસેને ટેબલને ખુણે બેસે છે. એલ્ડર સામે ખુણે બેસે છે. શેરીફ પોતાની ખુરશી પર બેસે છે.) ચાલો હવે, સ્ટ્રેપર!

**સ્ટ્રેપર:** (બારણે જઇ) ચાલો બધા અંદર!

(લોકોનું ટોળું અંદર આવે છે, ને અદાલત ભરાઈ જાય છે. બાબ્સી, જેસ્સી, અને એમ્મા આવી શેરીફને જમણે પડખે ઉભાં રહે છે. હાના ને લોટી તેને ડાબે પડખે ઉભાં રહે છે.)

**શેરીફ:** ચાલો, શાંતિ, શાંતિ! પંચના સભ્યોએ શિરસ્તા મુજબ પોતાનું સ્થાન લેવું. (પંચના સભ્યો તેમ કરે છે.)

**બ્લેંકો:** આ પંચ મને કબુલ નથી, શેરીફ!

**પંચનો મુખી:** એમ કે, પરમેશ્વરના દીકરા?

**શેરીફ:** કંઈ કારણ?

**બ્લેંકો:** કારણ એજ કે પંચ સાવ સડેલું છે. (સૌ ખડખડ હસી પડે છે)

**શેરીફ:** એ કંઇ વાંધો કાઢવાનું કાયદેસર કારણ નથી.

**મુખી:** હા, પણ આ ખટલામાંથી બચી ગયો તો આ કુકુરને પહેલીજ તકે વિંધી નાંખવા આટલું કારણ મારે માટે બસ છે.

**બ્લેંકો:** મુખી સામે પણ હું વાંધો ઉઠાવું છું. એનું મન પહેલેથીજ મારી સામે દુર્વલણ લઈ બેઠું છે.

**મુખી:** સાવ જુઠ્ઠું. હા, અમે તને ફાંસીએ ચઢાવવા માંગીએ છીએ, એ વાત ખરી; પણ તે રીતસર ચઢાવીશું—વાજબી રીતે ચઢાવીશું, બ્લેંકો પોસ્નેટ !

**પંચના સભ્યો:** સાંભળો, સાંભળો ! ઠીક કહ્યું !

**સ્ટ્રેપર:** (શેરીફને) જ્યોર્જભાઇ ! આ ગડબડ કેમ ચાલશે ? કેદી પહેલેથીજ પંચના સભ્યોને 'સડેલા' કહીને ગાળ દે, તો પછી તદ્દન દુર્વલણમુક્ત પંચ તમને મળવાનુંજ ક્યાંથી ? એની વિરૂદ્ધ દુર્વલણ હોય તોયે તેમાં વાંક એનો પોતાનોજ છે.

**જુવાનિયાઓ:** બરાબર, બરાબર. ખરૂં કહ્યું ! અદાલતનું અપમાન ! ! એનો વાંધો જાય જહાન્નમમાં ! મારો એને મોંઢે ડૂચો !

**નેસ્ટર:** (પંચનો સભ્ય છે—લાંબી ધોળી દાઢી છે—પીધેલો છે—સૌમાં ઘરડો છે) ને વળી—ને વળી, શેરીફ, હું તો એટલે સુધી કહું છું કે જે માણસ પહેલેથીજ ઘોડાચોરની વિરૂદ્ધ ખ્યાલ ધરાવતો ન હોય તેનામાં આ શહેરના પંચમાં બેસવાની લાયકાતજ નથી.

**જુવાનિયાઓ:** નથીજ, નથીજ ! બરાબર ! ખરૂં કહ્યું, નેસ્ટર કાકા ! એજ વાત સાચી. સાંભળો સાંભળો.

**શેરીફ:** કાકા, એ વાત બેશક ખરી છે. તોયે, જુઓને, જેટલા નિષ્પક્ષ માણસો મળી શકે, એટલા તો મેળવવાજ જોઇયેને ! ગમે તેવો હોય, તોયે એને નસીબ અજમાવવાનો હક તો ખરોજ ને ! એટલે હવે ચાલો—કરો શરૂઆત. જો કેદીને આ ગામનું પંચ ન ગમતું હોય તો એણે બીજા ગામમાં જઇને ઘોડો ચોરવો'તો ! આ ગામમાં તો આ જ પંચ એને મળશે; બીજું નહિ.

**મુખી:** વાત તો એવીજ છે, બ્લેંકો પોસ્નેટ !

**શેરીફ:** (બ્લેંકોને) હં, ને તારે અકળાવાનું કારણ નથી. તને

ન્યાય મળશે. જરા લગભગીયો ન્યાય મળશે—પણ ન્યાય તો ખરોજ.

**બ્લેંકોઃ** ન્યાય એટલે શું?

**શેરીફ:** ઘોડાચોરને ફાંસીએ લટકાવવો એનું નામ ન્યાય, સમજ્યો? ચાલો, હવે વખત બહુ નીકળી ગયો. ચાલ, કેદી! તારા સાક્ષી લાવ. ક્યાં છે?

**બ્લેંકોઃ** (પિંજરા પર જોરથી મુઠ્ઠી ઠોકીને, ગુસ્સાભેર,) પંચને સોગંદ તો લેવડાવો. જુરીએ સોગંદ ખાવા જોઇએ એટલુંયે ન જાણે એવો તું શેરીફ ખરો! સાવ ઢબ્બુ!

**મુખીઃ** (કરડો થઇ) સોગંદ? તારી સામે સોગંદ? એ નહિ બને. નેસ્ટર કાકા, તમે શું કહો છો?

**નેસ્ટરઃ** (જાણે વિચારપૂર્ણ ને ગંભીર ભાવે) હું તો જાહેર કરૂં છું: ગુન્હેગાર! દોષિત!

**જુવાનિયાઃ** (ધાંધલભેર બ્લેંકો તરફ ધસી) હં, બરાબર! દોષિત! દોષિત! કાઢો બ્હાર ને લટકાવી દ્યો. દોષિત ઠરી ચૂક્યો છે. લાવો દોરડું, લટકાવો ઝાડે! ચાલો ચાલો (બધા એને પિંજરામાંથી ઘસડી કાઢવાની તૈયારીમાં પડે છે)

**શેરીફ:** (હાથમાં પિસ્તોલ–તમંચા સાથે ઉઠતાં) છોડી દો, એકદમ છોડી દો એ માણસને! કહું છું, છોડી દો. સ્કવીંટી! છોડ, નહિ તો છોડું છું આ ગોળી—મારો સગો દીકરો હશે, તોય નહિ જતો કરૂં! (એકદમ ગંભીર શાંતિ પ્રવર્તે છે) હું અહિંનો શેરીફ છું અને કેદીને ફાંસીએ ચઢાવવાનો નિર્ણય આપવાનું મારા હાથમાં છે. (બધા બ્લેંકોને છોડી દેછે.)

**બ્લેંકોઃ** અહાહા! પેલા નાટકના ધડાકા મુજબ! ડેનિયલ આવ્યો! ડેનિયલ આવ્યો! પણ સાવ નાટકીયો, સાવ ઢબ્બુ!

**શેરીફ:** ડેનિયલ નહિ ને અહિં એલ્ડર ડેનિયલ છે–તે બરાબર છે, અલ્યા છોકરા! એલ્ડર, અદાલત અત્યારે તમારી છે (એલ્ડર

ઉઠે છે) ચાલો, તમારી સાક્ષી આપો. જે કહો તે સાચું કહેવું—સાચું પૂરેપૂરૂં કહેવું–ને સાચા શિવાય બીજું કશું ન કહેવું. સમજ્યા? ચાલો, ખુદા ખેર કરે. બોલો.

**એ૦ ડે૦:** શેરીફ, મને આ ખટપટમાંથી મોકળો રાખો. મારાથી આ માણસને ફાંસીએ ચઢાવવાના કામમાં સોગંદ લઇને કામ નહિ થાય. એક રીતે કહીએ તો—અમે બે જણા ભાઇઓ છીએ.

**શેરીફ:** ભલું કહ્યું, એલ્ડર—એ તમારી ભલમનસાઇ. સૌ કોઇ તે કબુલશે. પણ ધર્મ એ એક વસ્તુ છે ને કાયદો બીજીજ વસ્તુ છે. ધર્મની ગણત્રીએ આપણે સૌ એકમેકના ભાઇઓ. પણ કાયદામાં તો આપણો ભાઇ ઘોડો ચોરે તો તેને આપણે સ્વધામ પહોંચાડીએજ.

**મુખી:** અને વળી, ડેનિયલદાદા, ખુદ તમારેજ એને સ્વધામ પહોંચાડવાનું કામ નહિ કરવું પડે. એ કામ કરવા માટે તો જોઇએ તેટલી પડાપડી છે—તમારા આત્મા પર એ બોજો નહિ પડવા દે. માટે ચલને દો, ચલને દો, દાદા!

**શેરીફ:** હં! ને બધો ખુલાસો નહિ થાય ત્યાં સુધી એ ઘોડા માટે તમે પોતે જવાબદાર છો, ડેનિયલ, એ વાત યાદ છે ને?

**બ્લેંકો:** ચાલ, ચાલ, હવે બોલવા માંડ ને, મૂરખા!

**એ૦ ડે૦:** મારી સાક્ષીની ગણતરીએ તો, બ્લેંકો, તું એકરાર કરી દે એમાંજ મઝા છે. સૌ કોઇ જાણે છે કે મેં શેરીફનો એક ઘોડો સ્ટ્રેપર પાસેથી ઉછીનો લીધેલો—કેમકે મારૂં ટટ્ટુ જરા લંગડું છે. સૌ જાણે છે કે તું ગઇ કાલે ગામમાં આવેલો. ને મારે ત્યાં ઉતરેલો. એજ પ્રમાણે સૌ કોઇ જાણે છે કે સ્હવારે તું પણ નહિ મળે ને પેલો ઘોડો પણ છૂ થઇ ગયેલો.

**બ્લેંકો:** (અદાલતી અદબથી) શેરીફ! તમે ને આ ગામમાં બધાય જાણો છો કે આ એલ્ડર કંઇ મારો ભાઇભાંડું નથી—ને સારા

ગામમાં સૌને ટપી જાય એવો, લબાડ છે—એમ છતાં અત્યારે મારે વિષે જે કંઇ એ બોલી રહ્યો છે તે જીંદગીમાં પહેલીજ વાર એ સાચું બોલે છે. ને ઘોડા વિષે તો મારે કંઇ કહેવું નથી. માત્ર એટલુંજ કહીશ કે બજારૂ નજરે એના જેવું સાવ રદ્દી ને સડેલું ટટવું મેં હજુ જોયું નથી.

શેરીફ: હં ! પણ તેં ચોર્યો નથી તો પછી એ ઘોડો સડેલો છે કે સીધો છે તે તેં શાથી જાણ્યું ?

બ્રૂક્સ: પોતે થઇને તો, હું નથી જાણતો. મારી તો ફક્ત એવી દલીલજ છે કે ઘોડો રાખવાજોગો હોત તો તમે કદિ સ્ટ્રેપરને ધીરત નહિ. અને સ્ટ્રેપર આ જીભડીખોર પાદરી મહારાજને ધીરત નહિ. (લોકો જેમતેમ હસવું ખાળી રાખે છે) હં, ને હવે હું પૂછું કે (એલ્ડરને) મારી મા મરતી વેળા મૂકી ગયેલી એવી એક વસ્તુ, જેના પર મારી સમજ મુજબ તારા કરતાં મારોજ હક વધારે લાગે છે, તે વિષે ગઈ કાલે સાંજે આપણી વચ્ચે કચકચ થયેલી કે નહિ ? ને તે વેળા ઘોડા તારી માલિકીનો નથી, એવો એક હરફ પણ તેં કાઢેલો કે ?

એ૦ ડેનિ૦: મારે હરફ કાઢવાની શી જરૂર ? ઘોડા વિષે આપણે કશી વાતજ થઇ નહોતી. ને તારા મનમાં શા શા ઘોડા દોડે છે તેની મને શી ખબર પડે ?

બ્રૂક્સ: જોઇ લ્યો—બધા સાક્ષી છો કે ? મારા બાકી લ્હેણા પેટે એની પાસેથી એક ઘોડો લઇ લેવાનો મને હક હતો—એમાં કશી ચોરી ન મળે. હું કંઇ ચોરબોર નથી. વળી હજુ સુધી મેં ઘોડો લીધેલો એવું તમે પુરવાર પણ કર્યું નથી. સ્ટ્રેપર કમ્પ, જ્યારે તારો મારો ભેટો થયો ત્યારે મારી પાસે ઘોડો હતો ખરો—કે નહોતો ?

સ્ટ્રેપર: નહોતો—પણ તેમ રેલ્વે ગાડી પણ નહોતી તો. છતાં

પ્રીમી ઇવાન્સે તને ઘોડા પર બેસીને જતાં રાત્રે ચાર વાગે જોયો હતો. તે વેળા મેં તને સ્હવારે સાત વાગે પકડયો તે સ્થળેથી એટલે પોનીહાર્બર જવાના રસ્તાથી તું ૨૫ માઇલ દૂર હતો. તે ત્રણ કલાકમાં ૨૫ માઇલ તેં વટાવી નાંખ્યા ? પ્રીમી, મેં કહ્યું તે બરાબર છે ને, હેં ?

**ફ્રીમીઃ** બરાબર છે. મેં એને ચાર વાગે જોયેલો. (બ્લેંકોને) લે. તારો ખેલ ખલાસ.

**શેરીફઃ** (પ્રીમીને) હં, તમે એને મારા ઘોડા પર બેઠેલો જોયો'તો—ખરૂં કે ?

**ફ્રીમીઃ** હા. બરાબર.

**બ્લેંકોઃ** હં ને સ્ટ્રેપર મારી પાસે આવી લાગ્યો તે પહેલાં હું એ ઘોડાને રાંધીને હજમ કરી ગયો, ખરૂંને ? (નાટકી રીતે, એકદમ) શેરીફ, હું પ્રીમી પર સ્ટ્રેપરની સાથે આડી ચાલ ચાલવાનો આરોપ મૂકું છું.

**ફ્રીમીઃ** જૂઠ્ઠો—લબાડ !

**બ્લેંકોઃ** આ રૂપાળી યુફેમિયા પર ગામના સૌ કોઇ સાથે ખરાબ સંબંધ રાખવાના આરોપ હું મૂકું છું—સૌમાં તમેય આવી ગયા, હોં શેરીફ સાબ ! ને કહું છું કે પ્રીમીને ચીપીયા વડે પણ અડવાની હું ના પાડું છું તેટલા ખાતર પ્રીમી અને સ્ટ્રેપરે મળીને મને સપડાવી મારવા આ કાવતરૂં રચ્યું છે. હું કહું છું કે કોઇ ખરાબ ચાલની કુલ્વડ આવીને ગમે તે બે બોલ બોલી જાય તે પરથી કોઇ ગોરાને ફાંસીએ ચઢાવવાની તમારી કદિ છાતી નહિ ચાલે. હું મરદ છું—અમેરિકન મરદ છું ને મારી ઇજ્જત ને મારા ચારિત્ર્ય પર હું પૂરો મુસ્તાક છું. હું કહું છું કે બાઇએ સોગંદ પણ લીધા નથી ને ગામની આબરૂને ખાતર પણ તમે એની પાસે સોગંદ લેવડાવી શકો તેમ નથી, કેમકે બાઇબલ જેવા પવિત્ર ગ્રંથને એના

હાથ કે હોઠ અડે તોય તે ગ્રંથનું ભારે અપમાન થાય. ને સોગંદ લેવાનું કાયદામાં છે તેની તમને યાદ આપું છું ને શેરીફ સાબ! તમેય જો આ સ્વતંત્ર અમેરિકા દેશના સુયોગ્ય શેરીફ હો—કોઇ હલકટ બાંસણીયા નહિ હો તો તમે કાયદાનું બરાબર પાલન કરશો —તમારા ભાઇની રખાત કાયદાને ભુંડી રીતે રગદોળે તે નહિ સાંખી રહો.

(અદાલતમાં હાજર રહેલી બાઇઓમાં ખૂબ ખળભળાટ મચી જાય છે. મરદો પણ ખૂબ ગુંચવાડામાં પડે છે.)

**જેસ્સી:** ખરૂં કહ્યું હોં! બાઇબલ જેવા પુસ્તકને એના હોઠે અડવા દેવાયજ કેમ?

**એમ્મા:** હા, ને એના જેવી વળી સાચું યે કેમ બોલવાની હતી?

**બાબ્સી:** ને એનું કહ્યું કબુલાય એટલે અહિંની સૌ પ્રતિષ્ઠિત સન્નારીઓનું અપમાન થયા બરાબરજ કની?

**ફ્રીમી:** અહાહાહા! બીજું કશું બનવાની તકજ ન સાંપડે તો પ્રતિષ્ઠિત બનવાનું સહેલુંજ છે તો?

**બાઇઓ:** (સૌ એકદમ બૂમરાણ કરે છે) ચૂપ રહે વીસનખી! ગામની કાળી ટીલી! તારાથી હજાર દરજ્જે ચઢિયાતાંની સાથે વાત કરતાં તારી જીભડીજ કેમ ઉપડે છે? બાઇજી, હવે મુંગા રહો ને જરા માનમાં આવો! ચીતરેલી પુતળી! એને ચાબખે ચાબખે હાંકી કાઢો!

**શેરીફ:** શાંતિ, શાંતિ! સાંભળ્યું? ચૂપ રહો. (બૂમરાણ પતી જાય છે) વારૂ, કોઇએ પણ કેદીને ઘોડા સમેત દીઠેલો ખરો?

**ફ્રીમી:** (આવેશમાં) કેમ, હું શી ખોટી પડી?

**બાબ્સી:** ના—તું ખોટી નહિ, તું ઉકરડો, સમજી, તું ઉકરડો!

**ફ્રીમી:** ને તું—

શેરીફ: ચૂપ રહો. ન્યાયનું કામ મરદોનું છે. ને જો બાઇઓ સમો વીસરશે તો તેમને બહાર કાઢવામાં આવશે—જોઇએ તો જાતે નીકળી જાય. સ્ટ્રેપર, અને મીસ ઇવાન્સ! તમારી બેધારી તલ્વાર નહિ ચાલે. કયાં તો તમારે રીતસર રસ્તાસર ચાલવું જોઇએ —અથવા તો—કહીએ તો—તમારે મોજમઝા માણવી જોઇએ. બેમાંથી એક વાત બને—બંને નહિ બને. વળી ગામની પ્રજાના અંતરમાં પણ ઉગ્ર લાગણી છે કે પ્રતિષ્ઠિત ઘરરખુ સ્ત્રીઓ અને (આપણા પવિત્ર પુસ્તકમાંના વર્ણન મુજબ) લીલા લહેરનો રસ્તો પસંદ કરનારીઓ વચ્ચે રીતસર ભેદ રાખવોજ જોઇએ. કોઇ પણ સાથે સખ્તાઈ કરવાની ઇચ્છા નથી. ને આગલો જમાનો યાદ કરીનેય આપણામાંના ઘણા શ્રીમતી મીસ ઈન્વાસ તરફ માનભેર નજરે ભાળે છે. પણ—પણ સ્ટ્રેપરને ખાતર કંઇ પણ કરી છૂટવાને માટે એને ખાનગી કારણો છે એ વાત નહિજ ભૂલી શકાય. ને વળી—ને વળી, મીસ ઇવાન્સ મને માફ કરે પણ સ્ટ્રેપરને ભલું લગાડવા ખાતર સાચું ખોટું ગમે તે કરવા એ આચકો ખાય તેમ નથી. આથી હું કેદીની પાસે માંગી લઉં છું કે મીસ ઇવાન્સ પાસે સોગંદ લેવડાવવાની પાળી પર અમને ન લાવી નાંખે. હું કેદી પાસે માગું છું—કે, ખુદાની અને આ દુનિયાની વચ્ચે જેને હવે થોડુંજ અંતર રહ્યું છે એવા માણસ તરીકે—રીતસર ને પ્રમાણિકપણે મારા ઘોડાનું પોતે શું કર્યું છે તે એણે કહી દેવું.

જુવાનો: સાંભળો, સાંભળો. બરાબર વાજબી વાત છે. એટલેથી પતી જશે. ચાલ હવે, બ્લેંકો! કબુલી જા, જોઇએ!

બ્લેંકો: શેરીફ સાબ! તમે ઠેઠ મરમનો ઘા કર્યો, હો! દુનિયા આખી સડેલી છે. પણ હજુ એમાંય એક વસ્તુ એવી રહી છે જે આપણામાંના સાવ સડેલાઓને પણ ખાસ પવિત્ર લાગે છે —ને તે: ઘોડો!

જુવાનો: બહોત ખૂબ! અચ્છી કહી! બરાબર, બ્લેંકો બરાબર!

બ્લેંકો: ઘોડા પર તમારો હક છે, શેરીફ સાબ! ને એ જો પાછો મળી શકતો હોય તો હું પોતેય જરૂર મેળવી આપવામાં મદદ કરૂં. પણ મારી પાસે ઘોડો હોત ને, તો હું અહિં હોતજ નહિ. ને મનેય સ્વરગમાં જવાની—અથવા ખરૂં કહું તો ધર્મિષ્ઠ લોકોની સોબતનો કે ઢોલ પડઘમ બજાવવાનો શોખ નથી તેથી નરકરૂપી સ્વરગમાં જવાની-હોંસ છે, આશા છે; તેથી કહી દઉં કે ઘોડો ક્યાં છે એની માહિતી જેટલી તમને હોય એટલીજ મને છે—એટલે કે મુદ્દલ નથી.

સ્ટ્રેપર: કોને વેચી માર્યો?

બ્લેંકો: મેં નથી વેચ્યો. ઘોડા બદલે કે ઘોડાવડે મને કશુંય પ્રાપ્ત નથી થયું. ઉલટો, ઘોડાને અભાવે તો હું આ અત્યારે ગળે ફાંસો લઇને ઉભો છું. જ્યારે તેં મને પકડી પાડયો ત્યારે હું ચોર પેઠે તારી સાથે લઢયો'તો? ચોર પેઠે નાઠો'તો? ને મારી પાસે ઘોડો હોવાની કશી ય નિશાની હતી કે?

સ્ટ્રેપર: તું તો ભેજું ઠેકાણે રાખવાને બદલે કમઅકકલ બણુચકની પેઠે આકાશમાં મેઘધનુષ સામે જોઈ રહ્યો હતો. એ તો અમે ચોરપગલે તારી પાછળ પાછળ આવી લાગ્યા, અને તું ચું કે ચાં કરે તે પહેલાં તને સાબુત આંટી લીધો!

શેરીફ: એ વાત કંઇ અકકલમાં નથી ઉતરતી. મેઘધનુષ સામે વળી એ કેમ જોઈ રહ્યો હતો?

બ્લેંકો: તે હું કહું, શેરીફ. મેઘધનુષ પર કંઇક લખેલું હતું તે હું વાંચતો'તો!

શેરીફ: લખેલું? એ વળી શું?

બ્લેંકો: એમ લખેલું હતું કે: "હં, બ્લેંકો પોસ્નેટ! આ વેળા તું આવ્યો મારા સંકજામાં" હા, શેરીફ! આજ શબ્દો મેં

ધનુષના રાતા ભાગ પર લીલે અક્ષરે લખેલા જોયા. ને હું એ જોતા'તો, એટલામાંજ સ્ટ્રેપરનો પંજો મારા હાથ પર ને સ્કવીંટીનો મારા તમંચા પર પડ્યા!

**મુખી:** એ ગાંડાનો ઢોંગ કરે છે—બીજું કંઇ નથી. ફેંસલો આપી દેવાનો ને જરા ગમ્મત ઉડાવવાનો વખત થઇ નથી ગયો, શેરીફ?

**જુવાનો:** હા, હા. ચૂકાદો આપી દો. નકામી આખી બપોર વહી ગઈ. ટુંકે પતાવો.

**શેરીફ:** (નિશ્ચય પર આવી જતાં) ચાલો, ફીમી ઈવાન્સને સોગંદ લેવડાવો. એલ્ડરભાઇ! એ પવિત્ર ગ્રંથને ન અડે તો ચાલશે. ફક્ત મોંઢેથી બોલે તો બસ છે.

**ફીમી:** અરે, મારા કરતાં કેટલાય નઠારા માણસોએ બાઇબલને ચૂમ્યું છે. મેં જે કંઈ કર્યું હશે તેમાં—તમારામાંનો હરકોઇ ભાગીદાર હતોજ! મારેય જીવવું તો જોઇએજ ને?—કે નહિ? તમારે ય જીવવું ને મારેય જીવવું. છતાં મારે તેની કશી પંચાત નથી. બાઇબલને અડો કે ન અડો. સાચું તે તો સાચ્ચું જ ને જુઠું તે તો જુઠુંજ રહેવાનું છે.

**બાબ્સી:** હવે તને કહે એમ કરને. તું કોણ મોટી આવી કે તને એ પર ચર્ચા કરવા દે?

**શેરીફ:** ચાલો ચાલો, સૌ મુંગા રહો. ચાલો એલ્ડર, ચાલતું કરો.

**એ૦ ડ૦:** ફીમી ઇવાન્સ, સોગંદ ખાઓ કે તમે સાચ્ચુંજ કહેશો, સાચ્ચું હશે તે બધુંજ કહેશો ને સાચા સિવાય બીજું કંઈજ નહિ કહો—ખુદા ખેર કરે!

**ફીમી:** ખાઉં છું–ખુદા ખેર—

**શેરીફ:** ચાલશે, બસ, હં, હવે સોગંદ પર કહેજે. તેં કેદીને

મારા ઘોડા પર સવાર થયેલો આજે સ્હવારે જોયેલો ?-પોનીહાર્બરના રસ્તા પર ?

**ફીમી:** સોગંદપૂર્વક કહું છું કે—(બારણે ગડબડાટ ને ગિર્દીનો ઘોંઘાટ સંભળાય છે).

**બારણેથી અવાજો:** હં ! ચાલો, ચાલો ! ક્યાં લઇ જાઓ છો ? શું છે ? શું છે ? અરે કચેરીમાં તો શાંતિ રાખો. કાઢી મૂકો એ લંડધાને. ચૂપ ! મુંગો રહે ! તારાથી અહિં નહિ અવાય. પાછા જાઓ—હટો-હટો !

(સ્ટ્રેપર બારણે ધસી જાય છે ને ધક્કામુક્કી કરી બહાર જાય છે.)

**શેરીફ:** (ગુસ્સે થઇ) આ ઘોંઘાટ શાનો ? એઇ—એઈ—શાંત કેમ નથી રહેવાતું ? અરે, આ તે શેરીફની કચેરી છે કે શાકબજાર છે ?

**બ્લેંકો:** અરે, એક પ્રતિષ્ઠિત રમણી એક ગૃહસ્થ માણસને ફાંસીએ ચઢાવી રહી છે તેના કામમાં હરકત શીદને કરો છો ? જરા રીતભાત શીખો, રીતભાત ?—

**ફીમી:** હા, હા ! બ્લેંકો પોસ્નેટ, હું તને લટકાવીશ ત્યારેજ જંપીશ. લટકાવું ત્યારેજ ખરી. કોઇ મને દોઢસો રૂપિયા આપે તોય નહિ કબુલું કે મેં તને આજે સ્હવારે નહોતો જોયો. હું બાઇબલને અડવા સરખી પવિત્ર નથી કેની, તે તને બતાવી આપીશ—તને શીખવી દઇશ કે ભવિષ્યમાં મારી સાથે કેવી રીતે વરતવું, કેવો વિવેક વાપરવો.

**બ્લેંકો:** અરે, ઈશ્વર કરે ને હું મરતાં સુધી દુષ્ટ ને દુષ્ટ રહું ! ફીમી, તું મારા સામે થુંક ઉરાડશે ત્યાં સુધી હું બધુંય સાંખી રહેવાનો છું.

**ફરી પાછી બારણે ધમાલ:** અરે, અરે, આ શું ? કાઢી મૂકો, એમને ધકેલી કાઢો. ના ના, મને નહિ. તું કોણ મોટો શેઠનો

સાજો છે કે તને રસ્તો કરી આપું ? અરે, મૂકી છાંડો. ના, ના. એનાથી અંદર નહિ જવાય. કઇ બાઇ ? કયો ઘોડો ? અરે, આમ ધક્કામુક્કી કરવામાં શો અરથ ? કોણ કહે છે ? ના ! તું બોલ્યો !

**શેરીફ:** સાવધ સમિતિના સભ્યો ! રસ્તો મોકળો કરો. કાયદાને નામે એ બધાને હડસેલી કાઢો.

**સ્ટ્રેપરનો અવાજ:** (બહારથી) હં, જોર્જ, ઝાલી રાખ, ઝાલી રાખ ! (બારણા પર આવી) લોકોએ ઘોડો પકડી આણ્યો છે. (સ્ટ્રેપર અંદર આવે છે. એની પાછળ પાછળ વેગનર જો છે. વેગનર જો એક મોટી ઉમ્મરનો ગાંડાવાળો છે. તે કચેરીનો ઓરડો ઓળંગી ઠેઠ પંચ પાસે જાય છે. સ્ટ્રેપર ધક્કામુક્કી કરતો શેરીફ પાસે જઇ પહોંચે છે ને તેના કાનમાં વાત કરે છે).

**શેરીફ:** (સ્ટ્રેપરને) ના, ના, ખરેખર ?

**સ્ટ્રેપર:** હા, ખરૂં કહું છું. અહિંજ છે.

**વેગનર જો:** હા, હા શેરીફ ! ખરી વાત છે. અહિંજ છે.

**સ્ટ્રેપર:** હા, ને ચોરને પણ પકડી લાવ્યા છે.

**એ૦ ડેનિ૦:** ત્યારે તો બ્લેંકો ચોર નં હોય !

**સ્ટ્રેપર:** ના, બાઈ માણસ છે. (બ્લેંકો ચીસ પાડે છે અને હાથ વડે આંખો ઢાંકી દે છે.)

**આખું ટોળું:** બૈરી !

**શેરીફ:** ભલે, એને અંદર આણો. (સ્ટ્રેપર બહાર જાય છે. શેરીફ બોલવું ચાલુ રાખે છે: ફીમીને) હં ! ને એઇ લબાડ લાવરી ! દે જવાબ ! બ્લેંકો વિષેની આ બનાવટી વાત જોડી કેમ કાઢી ? તારી બાજી શી હતી, બોલ ?

**ફીમી:** કંઇયે નહિ ! તમારા પર તો મેં કંઇ નથી ઢોળ્યું ને ? આ બધું જુઠું ધાંધલ છે–જોજો ને !

(સ્ટ્રેપર અંદર આવે છે; એની સાથે એક બાઇ છે. બાઈના

મોંઢા પર તીવ્ર દુઃખની કારમી કળા છે ને તે જોઇ અદાલતમાં સૌ કોઇ શાંત થઇ જાય છે અને એને બરાબર જોવા એક બીજાના ખભા પરથી ડોકીયાં કરે છે. સ્ટ્રેપર એને ટેમ્પલને નાકે લઇ જાય છે. બાઇને જગા કરી આપવા ખાતર એલ્ડર જરા સરકે છે.)

**બ્લેંકોઃ** (ભયભીત દશામાં) શેરીફ, આ સ્ત્રી સાચી નથી– માયાવી છે. જરા ધ્યાન રાખજો. કદિ સપને પણ ન ધાર્યું હોય એવું કંઇ આ સ્ત્રી તમારે હાથે કરાવી મારશે. એજ પેલી મેઘધનુષવાળી માયા ! એજ, એજ બાઇએ મારી આવી દશા કરી.

**શેરીફઃ** ચાલ, ચાલ, મુંગો રહે. તું હજુ હેબકમાં ને હેબક-માંજ છે. (બાઇને) ચાલ રે બાઇ, તું કોણ છે ? ને પારકા ઘોડા સાથે તું શું કરી રહી છે ?

**બાઈઃ** મારા બબુડાનો જીવ બચાવવા મેં તો ઘોડો લીધેલો. મેં ધાર્યું કે ઘોડો હશે તો દાકતર પાસે ઝટ પહોંચાશે. મારો બબુડો ગળાના દરદથી ગુંગળાઈ મરતો'તો !

**બ્લેંકોઃ** (અંતરમાં ગુંગળાતો પણ બહારથી હસવાનો પ્રયાસ કરતો) ગુંગળાટનું બચ્ચું—એજ એને માટે વાજબી શબ્દ છે. પણ એનો ગુંગળાટજ ખરો નહોતોને. જરા રહોને, મારો ગુંગળાટ જોવા મળશે. (પોતાને ગળે હાથ અડાડે છે–તેમ કરતાં એક ધ્રુસકું ખાઇ જાય છે.)

**શેરીફઃ** બચ્ચું ક્યાં છે ?

**સ્ટ્રેપરઃ** પગ જેકસનના વાડામાં–બાંકડા પર. પગ એને માટે જનાઝો બનાવી રહ્યો છે.

**બ્લેંકોઃ** (એના ગળામાં જાણે ભયંકર ડચુરો બાઝી જાય છે. મહામહેનતે જેમ તેમ બોલે છે.) મરી ગયું ! એ નાનું બચુડીયું ! —અરે, જેને ખાતર મેં મારો જાન આપ્યો તે—ખલાસ ! (અચા-નક બિહામણું હાસ્ય કરી ઉઠે છે)

**શેરીફ:** (એ હાસ્યના કર્કશ અવાજથી એના કાનના પડદાને અસહ્ય અણખટ લાગે છે તેથી) બહુ થયું હવે, તારો અવાજ બંધ રાખ, એ બંધ ન કરે તો એનાજ રૂમાલનો એને કોઇક ડૂચો મારો. (બાઇને) બાઈ, એની કનવાર ન કરશો. દારૂએ અને સેતાની વૃત્તિએ એને ચક્રમ બનાવી મૂકયો છે. આ બધી કંઇ બનાવટી બાજી તો નથી ને, સ્ટ્રેપર ? બાઇને કોણ ખોળી લાવ્યું ?

**વેગનર જો:** હું, શેરીફ સાબ ! એમાં કશું તરકટ બરકટ નથી. લાલા પર્વતની પાસેના વાંકવાળા રસ્તા પર મારો ને એનો ભેટો થયો. જાણે સુનમુન જેવી એ બિચારી જમીન પર બેઠેલી હતી—ખોળામાં મુડદા સાથે. ઘોડો રસ્તાની બીજી બાજુએ ચરતો હતો.

**શેરીફ:** (ગુંચવાતાં) આ વળી ગોટાળામાં પીંડાજો ! (બાઇને) દાક્તર ખોળવાને સારૂ એલ્ડર ડેનિયલના તબેલામાંથી ઘોડો ઉપાડી જવાનું તને કેમ ઉગી આવ્યું ? જોડેનાજ ઘરમાં એક દાક્તર તો મૂએલો છે !

**બ્લેંકો:** (પોતાનું પરસેવે ભીનું લાલચોળ કપાળ લૂછતાં અને કટાક્ષભાવે ખુશમિજાજ થવાનો પ્રયાસ કરી) વાતોના વાળુએ કંઈ ન વળે, બાઇજી ! એ ઘોડો તમને ઘોડાના ચોર કનેથીજ મળેલો. એણે તમને આપ્યો કેમકે એનું હૈયું પોચું રૂ જેવું, તે પેલા માંદલા બચુડીયાની વાતો તમે સજાવી શણગારીને કરી એટલે પીગળી ગયું. ચાલો, સઘળો ખુલાસો થઇ ગયો—મારા પર હવે કંઇ રહ્યું નહિ. હું એવો છું જ નહિ. કોઇકના બચુડીયા માટે પોતાનો જાન જોખમમાં નાંખે એ બીજા—હું નહિ તો !

**મુખી:** ચાલ ચાલ હવે, તું એને શું બોલવું તેના પાઠ ન પઢાવ. બાઇ તો કહેતી'તી કે ઘોડો પોતેજ લીધેલો.

**બાઈ:** હા, મેં લીધેલો—મને રસ્તે મળેલા એક માણસ પાસેથી. મને તો લાગ્યું કે ભલા ભગવાનેજ જાણે મારે માટે ફિર-

સ્તો મોકલ્યો! બધોય વખત એવાને એવાજ વિચારમાં ઘોડા પર બેસી હું હરખાતી હરખાતી આ બાજુ આવી. પછી મને સમજાયું કે બચુડો તો મારા હાથમાં ને હાથમાં સાવ લાકડા જેવો થઇ ગયેલો! એક બાજુ મને આમ ઘોડો મોકલી આપવો અને બીજી બાજુ મને આમ નિરાશ કરવી એવું ઘાતકીપણું પરમેશ્વરથી કેમ બન્યું હશે? પરમેશ્વરથી એવા કેમ થવાય?

**બ્લેંકો:** એનો તો એવુંજ કરવાનો સ્વભાવ છે!

**સ્ટ્રેપર:** આપણે એ બાબત સાથે કશી લેવાદેવા નથી. પેલો માણસ તે આજ. ખરૂંને? (બ્લેંકો પ્રત્યે આંગળી કરે છે)

**બાઈ:** (ભયભીત ભાવે બ્લેંકો તરફ જોયા પછી બરાબર સાવધ થાય છે અને પછી પંચ તથા શેરીફ તરફ જોઇને કહે છે) **ના**

**મુખી:** જુઠું.

**શેરીફ:** બાઇ, તમારે સાચુંજ કહેવું જોઇએ. કાયદાનું ફરમાન એવું છે, તમે કયાં નથી જાણતાં?

**બાઈ:** એ માણસ તો સાવ નઠારો લાગતો'તો. એણે મને ગાળો ભાંડી—શાપ આપ્યા—મારા બચુડાને પણ કંઈ કંઇ સંભળાવ્યું—પ્રભુ એને માફ કરે! પણ પછી એને કંઇક થઇ આવ્યું. હું જીવ પર આવી ગઈ હતી. મેં બચુડાને એના હાથમાં આપ્યો. ને બચુડાએ બચુકલી આંગળી એને ગળે ફેરવી કંઇ કંઇ ગેલ કર્યા–બાપાજી, બાપાજી, કહ્યું-ચુમી પણ કરવાનો પ્રયાસ કર્યો. એ વેળા તાવથી શરીર સસડી જતું હતું ને એનું મગજ ઠેકાણે નહોતું. પેલાએ કહ્યું કે બચુડીયું ભારે સરસ છે–એની ચુમીમાં હું ફસાવાનો ને એને ખાતર ફાંસીએ લટકી મરવાનો. પછી તો એણે મને ઘોડો આપ્યો અને રડતો ને હસતો ને જાતજાતનાં નઠારા ગંદા શબ્દો પ્રાર્થનાને રાગે લલકારતો ચાલ્યો ગયો. જાણે એનામાં સાતે સેતાન આવી વસ્યા હોય તેવો એણે દેખાવ કર્યો!

**સ્ટ્રેપરઃ** બાઈ જુઠું બોલે છે. (શેરીફને) જોર્જભાઇ, એને સોગંદ લેવડાવો.

**શેરીફઃ** એ ચિંતા તારે શાદને જોઇએ! સ્ટ્રેપર, તું ચાલાક છે પણ હજુ તું શેરીફ નથી થયો. એ કામ મારૂં છે. તું તારે જોયા કર. હું કબુલ કરૂં છું કે મામલો મુશ્કેલ થઇ પડયો છે. જો પેલો માણસ તે બ્લેંકોજ હોય તો, એક સંસ્કારી ગોરી રમણી તરીકે બાઇ એને છેહ નજ દઈ શકે. કયાં તો છેહ દેવો પડે યા તો સોગંદ પર જુઠી સાક્ષી દેવી પડે, એવી દશામાં એ બિચારીને ન મૂકવી ઘટે. બીજી બાજુ કોઇક બાઇની નાજુક લાગણીને લીધે ઘોડાનો ચોર છટકી જાય એવી પણ આપણી મરજી નથી.

**મુખીઃ** નહિજ—નથીજ. ને છટકી જાય એવો આપણો ઈરાદો નથીજ—હું જ્યાં સુધી પંચનો મુખી છું, તે દરમ્યાન તો નહિજ.

**બ્લેંકોઃ** (એકદમ જોશભેર) સાવ સડેલો મુખી! તદ્દન ઢબ્બુ પટેલિયો!

**શેરીફઃ** મુંગો રહે, મુંગો રહે. ઇશ્વર આમાંથી કંઈક રસ્તો બતાવી આપે છે. બે બાઇઓએ બ્લેંકોને ઘોડા સમેત જોયો. એક નાજુક ભાવનાને વશ થઇ એ વાત કહી શકે તેમ નથી. એવી નાજુક લાગણીનો બીજી બાઈમાં મુદ્દલ અભાવ છે એમ કહું તો તે મને માફ કરે. તે જરૂરી સાક્ષી આપી શકશે. ફીમી ઇવાન્સ, તેં સોગંદ તો લીધા છે. ને ઘોડો લઇ જનારને તેં જોયેલો, ખરૂં?

**ફીમીઃ** હા, જોયેલો ને તે માણસ એવો નઠારો, પીધેલો, સડેલો, લબાડ કૂતરો હતો કે કોઇ સ્રીને મદદ કરવી તો દૂર રહી, પણ નુકસાન કરવાનીજ પેરવીમાં રહે. કોઈક દહાડો ય એણે કંઇ સારૂં કામ કર્યું હશે તો તે કેફમાં ને કેફમાં—પોતે શું કરે છે તેનું ભાન ન હોય ત્યારેજ. એટલે એને લટકાવી માર મારવામાં કશું નુકસાન નથી. આ બાઇ પણ કહે છે ને કે પોતાને ગાળો દેતો

ને બચ્ચાંએ સાંભળવા ન ઘટે એવા પાપી રાગડા તાણતો લલકારતો એ ચાલ્યો ગયો.

**બ્લેંકો:** (કચવાટમાં) એ રાગડા કંઇ મેં બચ્ચાંને સંભળાવવા નહોતા તાણ્યા,–ઝેરી સાપણ!

**શેરીફ:** એ બધા સાથે અમારે કશી પંચાત નથી. તારે જે સવાલનો જવાબ આપવાનો છે તે એટલો જ કે પેલો માણસ તે બ્લેંકો જ કે નહિ?

**બાઈ:** ના—હું સાફ કહું છું કે ના. હું સોગંદ પર કહું છું. શેરીફ, આ માણસને લટકાવી ન મારશો—નજ મારશો. જોઇએ તો એને બદલે મને મારી નાંખો. મારે હવે દુનિયામાં જીવવા જેવું કંઇ રહ્યું નથી. તમારી મકદૂર શું, કે મારી સાક્ષી વિરૂદ્ધનું આનું કહેવું તમે કબુલ કરો. એણે કદિ માતૃત્વ નથી અનુભવ્યું—એના ચ્હેરા પરથી મને દેખાઇ આવે છે તો!

**ફીમી:** (એકદમ ડંખાઇને) ગમે તેમ, તું ગમે તે કહે તોય હું એને લટકાવી શકીશ. તનેય હવે તારા બચુડાનો લ્હાવો પાછો બહુ મળવાનો ને—પગ જેકસનના વાડીમાં પડેલા મુડદાનો!

**બ્લેંકો:** (એકદમ ચીસાડો પાડી ફીમી તરફ ધસી જતાં) એવું કંઇ બોલી તો તારી ડોકી મરડી નાંખીશ, સમજી? (એ ફીમી પાસે જઇ પહોંચે તે પહેલાં માણસો એને પકડી રાખે છે.)

**ફીમી:** (બ્લેંકો એના તરફ આવવા તરફડીયા મારે છે તે વેળા મશ્કરી કરતાં) હા, હા! બ્લેંકો પોસ્નેટ! તું મને નથી અડી શકવાનો—ને હું તો તને લટકાવી શકીશ. હા! હા! તને બતાવી આપીશ. હું તો તારી ડોકીએ મરડીશ ને તારી ગળચી પણ દાબીશ. (બ્લેંકોને બધા ઘસડીને એના પિંજરા પાસે લઇ જાય છે તેને અઢેલીને, થાકેલો, હાંફતો એ ઉભો રહે છે). એલ્ડર, મને ફરીથી સોગંદ લેવડાવો. હું એને ઠામ પાડી દઇશ. અને તું તારે (પેલી બાઇને)

અહિંથી ચાલી જા—તારૂં માંદલું મોઢું ખસેડ મારી સામેથી.

**સ્ટ્રેપરઃ** હા, જરા એના તરફ પીઠ કરીને ઉભી રહે તો બાઈ, એટલું કર.

**બાઈઃ** ખુદાને ખબર છે—એ ખૂન કરે તે વેળા મારેય એનું મોઢું નથી જોવું તો—તેની (પોતાની શાલ પોતાના માથા પર નીચી વીંટાળે છે.)

**શેરીફઃ** હવે—હવે, મીસ ઇવાન્સ, ટુંકે પતાવો. તમે આજે સ્હવારે જોયેલો માણસ તે આ કેદીજ કે નહિ? હા કે ના?

**ફ્રીમીઃ** (જાણે વાયુ થયો હોય તેમ) કહીશ, કહીશ, ઝટપટ કહી દઇશ. મને કંઇ પોચી ઘેંસ ન માનશો.

**શેરીફઃ** (ધીરજ ગુમાવી) આમ જો, હવે આ બધું અતિશય થઈ ગયું. ફ્રીમી ઇવાન્સ, તું આટલું સાચેસાચું કહી દે—અમારે તારો બીજો એક શબ્દે સાંભળવો નથી. આ કેદી તેજ પેલો માણસ હતો કે નહિ? સોગંદ પર કહે.

**ફ્રીમીઃ** સોગંદ પર—મારા જીવના સોગંદ પર (એકાએક પાછી પડતાં) અરે ખુદા! પેલા બચ્ચાએ ગળે હાથ ફેરવી એને પીગાળ્યો—મને, મને—(એકદમ ધ્રુસકે ધ્રુસકે રડી પડે છે અને પેલી બાઇને ઠપકો દે છે) તેં—તેં ને તારા રડમસ ચહેરાએ મારી હિંમત ભાંગી નાંખી. મને પાછી પાડી. (જાણે જીવ પર આવી) ના, એ નહોતો. એણે મારૂં અપમાન કર્યું તેના ડંખમાં હું તો એ બધું બોલી ગઇ. મેં એને ઘોડા સાથે કદિય જોયો હોય તો—તો આ ઘડીયે મારૂં મુડદું પડજો!

(બધા લાંબો દમ લે છે. તદ્દન નીરવ શાંતિ.)

**બ્લેંકોઃ** (ફ્રીમી તરફ જોઇ ધીમે સાદે બોલે છે) પોચી—સાવ પોચી! ઘેંસનો અવતાર! મારી પેઠે પલળી ગઇ! જેની ઇચ્છા નહોતી તેજ કરી માર્યું. (પોતાની ટોપી લઇને પોતાના ચાલુ હંમે-

શને સાદે શેરીફને કહે છે) ત્યારે હવે હું જઈ શકું છું—શેરીફ સાબ!

**સ્ટ્રેપરઃ** ઉભો રહે, ઉભો રહે હવે.

**મુખીઃ** ના, ના, જાય શાનો? અમારૂં ચાલે ત્યાં સુધી તો નહિ જ.

**જુવાનોઃ** (બારણાનો રસ્તો ઘેરી લઇ) છે ત્યાંજ ઉભો રહે. છે ત્યાંજ ઉભો રહે, ઉભો રહે. હજુ વાર છે, લાલાજી! ઉતાવળ શીદને કરો છો? એને જવા ન દેશો. ના, ના નહિજ. (બ્લેંકો હાલ્યા ચાલ્યા વિના ઉભો રહે છે એની આંખો સ્થિર થઇ ગઇ છે. એના મગજમાં કંઈ વિચારો સખ્ત ચાલી રહ્યા છે. એના કાન આસપાસના અવાજો નથી સાંભળતા એવું દેખાય છે.)

**શેરીફઃ** (ગંભીર ભાવે ઉભા થઇ) ચાલો, ચાલો, ચૂપ રહો. શાંતિ. હજુ જરા વાર છે. હું માની લઉ છું કે શેરીફને અને ઘોડાનો માલિકને સંતોષ થાય તો પછી કંઇ કહેવાનું કે કરવાનું રહેતું નથી. મેં આગળ ઘણીએ વાર ટીકા કરી છે કે આ અદાલતમાં વાંધોજ મોટો એ છે કે એમાં જે તે શેરીફજ બની પડે છે. પણ હું કહી દઉં છું કે આજે શેરીફ એકજ છે ને એકજ રહેશે—તે આ આપનો નમ્ર સેવક. હું પંચના મુખીને એ વાતની યાદ આપું છું—સ્ટ્રેપર પણ એ ખ્યાલ ખોઇ ન બેસે. ઘોડાનો માલિક પણ હુંજ છું.—એ વાતની કોઈ ના પાડી શકવાનું છે કે? (શાંતિ સ્થાપના) ઠીક ત્યારે. મારે અભિપ્રાયે કોઇક મરતા બાળકને દાકતર પાસે ઝટપટ લઈ જવા માટે પારકો ઘોડો ઉપયોગમાં લેવો એ કંઇ ચોરી નથી—અલબત ઘોડો જેવો ને તેવો પાછો મળે તોજ. આજના મામલામાં ઘોડો પાછો મળી ગયો છે. હું નિર્ણય આપું છું કે ઘોડો ચોરાયોજ નથી.

**નેસ્ટરઃ** કાયદો કંઇ એવો નથી.

**શેરીફઃ** નેસ્ટર, અદાલતનું અપમાન કરવા માટે હું તમને એક ડોલરનો દંડ કરૂં છું ને તે દંડ આ મકાનમાં આપ પધારો તે પૂર્વે

હું જાતેજ વસૂલ લઈશ. ને જુવાનિયાઓની ખરી ગમ્મત જતી રહી તેથી તેમને માટે આ રહી નવી રમુજ. હું બહાર ઉભો રહીને ટોપી ધરૂં છું, ને બ્લેંકો પોસ્નેટને ફસામણમાં નાંખનાર એ નાના બચુડીયાની ગરીબડી મા માટે સૌ કોઇ એમાં પૈ પૈસો શક્તિ મુજબ નાંખે. બસ?

**જુવાનો:** ઉઘરાણું? ઉઘરાણું? એમાં તે વળી રમુજ શી? આ તે કંઇ બૈરાં બાવડાંની સભા છે? જહન્નમમાં જાય ઉઘરાણુ! ગમ્મતને નામે ભમરડો!

**શેરીફ:** (અનુસંધાનમાં) ગમ્મત સમજાવું ભાઇઓ! ગમ્મત પૈ પૈસો આપવામાં નથી, તેટલી બીજાઓ છટકી જવાની ખટપટ કરે તે જોવામાં છે. આમ સૌને અરસપરસ અચ્છી મઝા પડશે. બ્લેંકો પોસ્નેટ! સાવધ સમિતિના સંરક્ષણ હેઠળ તને છોડી મૂકવામાં આવે છે—પણ એવી શરતે કે તારે ઝટપટ આ ગામમાંથી અગીયારા ગણી જવા. ગામ બહાર જાય પછી કોઇ જવાબદાર નથી. આ ગામ તારા જેવા માટે સોઇવાળું નથી. ને તારે ઉતાવળ છે, એટલે જો રીતસર કિમ્મત આપે તો મારો ઘોડોય તને આપી દઉં. ચાલો રે, છોકરાઓ! હું બ રણે જાઉં, નહિ ત્યાં સુધી કોઇએ બહાર જવાનું નથી. અદાલતનું કામ મોકુફ કરવામાં આવે છે. (શેરીફ બહાર જાય છે.)

**સ્ટ્રેપર:** (બારણે જતાં જતાં ફીમીને) હવે તું તારે રસ્તે ને હું મારે. સાંભળ્યું? તું તારે ને હું મારે. (શુષ્ક જડ ભાવે એ બહાર જાય છે.)

**ફીમી:** (એની પાછળ બૂમો પાડતાં) ઓહોહોહોહો! જાણે તારા વિના હું મરી જતી હોઉં ને, તેમ! જા, જા, તું તારે જા પેલી સુક્કી સલેપાટ પાસે. કયારનોય તું તેને માટે તરફડી રહ્યોતો ને!

**મુખી:** (બ્લેંકોને, જતાં જતાં) તારા જેવાને જોઇનેજ મને

ટાઢીયો આવે છે ટાઢીયો. (બ્લેંકો કેવળ શાંત રહે છે. મુખી ધૃણા-ભરી રીતે થુંકે છે અને સ્ટ્રેપરની પાછળ પાછળ બહાર જાય છે. પંચના સભ્યો પણ પોતાના જગાએ ચાલી નીકળે છે. માત્ર નેસ્ટર ખુરશીમાં ઢળી પડી ઘોરવા માંડે છે કેમકે એણે ખૂબજ ઢીંચેલો છે.)

**બ્લેંકો:** ( પોતાના પિંજરા પાસેથી એકદમ ટેબલ પાસે જઇ એક કુદકે તેના પર ઉભો થઇ જાય છે. ) છોકરાઓ, આજના મામલા પર ને તેમાંથી લેવાના બોધ વિષે હું તમને ઉપદેશપૂર્ણ વ્યાખ્યાન આપવા ઇચ્છું છું.

**જુવાનો:** ( એની આસપાસ કુંડાળું વળી ) હા, હા, ભાષણ ચાલવા દો. ચલાવ, ચલાવ.

**બ્લેંકો:** ચાલો, બ્લેંકો બાવા ભાષણ કરે છે. સૌ મુંગા રહો. અરે કોઇ વાજું વગાડો. ચાલો બધા બંદગી કરીએ.

**નેસ્ટર:** ( ઉંઘમાં ને ઉંઘમાં ઉથલી પડતાં ) જા, જા, આ ગામમાં તારૂં મોંઢું ન બતાવીશ. નીકળ અહીંથી, મારે તારૂં ડાચું નથી જોવું.

**બ્લેંકો:** ( નેસ્ટર તરફ આંગળી કરી–કડક રીતે ) દહેરામાં દારૂડીયો ! ઉપદેશકને હેરાનગતિ કરે છે. એને બહાર કાઢો, બહાર કાઢો.

**જુવાનિયાઓ:** ( નેસ્ટરને ધુતકારી બહાર હાંકી કાઢતાં ) ચાલો નેસ્ટર કાકા–નીકળો બહાર. બહાર જાઓ બહાર. જાઓ જાઓ, શેરીફસાબના ઉધરાણાંમાં કંઇક ફાળો ભરો, જાઓ. ઉઉરૂઉઉ —નેસ્ટર કાકા !

**નેસ્ટર:** બ્હીક જાય જહન્નમમાં ! ફાંસીએ ચઢતાં બ્હીક કેવી ? ( બારણા પર ) બાયલો નર્યો !

( બધા એને બહાર હડસેલી મૂકે છે )

**બ્લેંકો:** વ્હાલા પ્યારા બન્ધુઓ—

**એક જુવાનિયોઃ** વ્હાલા પ્યારા બ્લેંકો—

**બ્લેંકોઃ** ભલે ભલે, ઘણા ઘણા ભાઇઓ ! બન્ધુઓ, આ દુનિયા સાવ સડેલી છે.

**બીજો જુવાનઃ** ને ખુદા ખેર કરે. આપણ પાપીઓ પર રહેમ કરે. ( ખુબ હસાહસ )

**બ્લેંકઃ** ( ભાર પૂર્વક ) ના—એ વાત ખોટ્ટી. પાપી છીએ પાપી છીએ કહીને ફૂલાઇ માં જશો. હું શું દુઃખિયો પાપીઓ છું ? ના રે ના—હું તો નકામો છું-પોકળ નીકળ્યો છું. તમારા સૌની પેઠે મેં નઠારા બનવાની શરૂઆત કરી. તમેય સૌએ નઠારા બનવા-થીજ શરૂઆત કરી; કેમકે નહિ તો તમે આ, શહેરને નામે ઓળખાતા ઉટંગ, ચસકેલ, કચરપટી શંભૂમેળામાં હોતજ નહિ. મેં ખુલ્લો રસ્તો લીધો, કેમકે સેવકને લાગ્યું કે બંદા મરદ છે—કંઇ રડકુ, ડરકુ, ચોર્યાશી લાખનો ચક્રાવો જેમ તેમ પૂરો કરવા માટે દુનિયામાં પેદા થયેલા પોચાપચાક ભગત બાવા નથી. દર રવિવારે આપણે દેવળમાંનું દોઢ ડહાપણ સાંભળતા. પાદરી બાવા શઠં પ્રતિ સત્યમ્‌નો બોધ દે પણ જ્યારે મુદ્દાનો મામલો હોય ત્યારે તો એજ ઉપદેશના કરનારા એમ કહેતા કે શઠં પ્રતિ શાઠ્યં. ઘોલ મારે તેને ધપ્પો મારવાનોજ ને દોઢીયા હાથ કરવા. જ્યારે બધાં ધરમની સોનેરી શીખામણોની મને યાદ આપતા ત્યારે જાણે આંખ આડા કાન કરી હું થુથુ કરતો. પણ જ્યારે એમ કહેતા કે ભાઇ, જરા રસ્તાસર જીંદગી ગાળ, જેથી ઉંચી છાતીએ ચાલી શકાય ને બીજાઓને નરકમાં જવાનું પણ કહી શકાય ત્યારે—ત્યારે વળી મારે ગળે કંઇક ઉતરતું.

**જુવાનોઃ** ભલે, ભલે, ખરી વાત. સાચું. અચ્છી કહી, બ્લેંકો કાકા ! સો ટચનું સુન્નું ! અહાહાહા ! આહ !

**બ્લેંકોઃ** હા, પણ સરવાળે શું થયું ? હું ખરેખર નઠારો નીવડયો ખરો ? ખરેખરો મરદ—સંગીન મરદ નીવડયો ? પોતાનુંજ

ધાર્યું કરે ને સીધી રીતે બીજાની મારફત ધાર્યો લાભ મેળવે એવો મરદ નીવડયો ? ના, હું તો એવો પોચો પોતીયાદાસ નીવડયો કે એક બાઇ માણસ મારી પાસે મારી જીંદગીના આધાર રૂપ ઘોડો પડાવી ગઇ ને તે ગુમાવ્યા પછી બંદો મેઘધનુષ જોતો જોતો ઘાસ પર બેઠો ને સ્ટ્રેપર કેમ્પના છટકામાં પટ દઇને પકડાઇ ગયો ! આ સ્ટ્રેપરડો–જેનો બરડો હું કે તમે કોઈ પણ જોત જોતમાં બેવડો વાળી નાંખો–તેને હાથે પકડાઇ ગયો ! ના, ના હું તો સાવ પોકળ નીવડયો–સાવ નકામો નીવડયો. આ પાદરી બાવા એલ્ડર કરતાંયે નકામો ! ને તમેય બધા મારા જેવાજ પોકળીયા-મારા જેવાજ સડેલા.–નહિ તો તમે મને ભીંસ્યા વિના રહોજ શાના ?

**એક જુવાન:** હજુયે શું વહી ગયું છે–તારી મરજી હોય તો.

**બીજો જુવાન:** હા, હા તને માઠું લાગતું હોય તો હજુયે કરી નાંખીએ.

**બ્લેંકો:** ના, હવે તમારામાં સેતાન રહ્યોજ નથી. આપણે બધાય પોકળ છીએ. આપણામાં કોઇ પાકું સારૂંયે નથી ને કોઇ પાકું [illegible]રૂંયે નથી.

**એલ્ડર ડેનિ૦:** ઉપર આસમાનમાં એક છે તે–બ્લેંકો !

**બ્લેંકો:** હવે બેસ, તને એને વિષે શી ખબર છે ? તું તો જાણે હંમેશ એવીજ રીતે વાત કરે છે કે તારા જેવા સડેલાની સડેલી પરવાનગી લીધા શિવાય એ ભગવાન થતો કદિ જાણે કશું કરતોજ નથી ! કહેને, બોલને, બાઇનો બણુડો મરી કેમ ગયો ? કહે, જોઉં, તારાથી કહેવાતું હોય તો ! એની–ભગવાનજીભાઇની–બણુડાને મારવાની ઇચ્છા તો હોયજ નહિ. ને છતાં–પોતેજ એ બણુડા સાથે નિર્દય બનવાનો હતો ત્યારે મને એણે એ બાળક પ્રત્યે પોચો પચાક કેમ બનાવી નાંખ્યો ? ગરીબ બિચારા નિર્દોષ બણુડા પ્રત્યે એ નિર્દય શા માટે થયો, ને મારા જેવા સડેલા સીદી પર એણે રહેમ-

ઢીલી કેમ બતાવી ? શેરીફદાદો કેમ એકદમ પીગળી ગયો ? હું જાતે કેમ પીગળી ગયેલો ? ફ્રીમીનું હૈયું કેમ છેલ્લી ઘડીએ પોચું પડી ગયું ? આ—આ એવી કઈ ચાલબાજી છે, જે આપણી તમામ રમતને ઉથલાવી નાંખે છે ? મને એમ તો નક્કી લાગે છે કે બે બાજીઓ રમાઇ રહી છે. આપણી સૌની સડેલી બાજી એવી છે કે જેને લીધે મને લાગે છે કે હું સાવ નકામો છું ને તમેય બધા મારા જેવાજ કચરપટ્ટી છો. બીજી બાજી મૂરખાઇ ભરેલી હશે—પણ એ સડેલી નથી. જ્યારે શેરીફે એ બાજી ચલાવી ત્યારે એનો સડો થંભી ગયો. જ્યારે ફ્રીમીએ એ બાજીનો ખેલ માંડ્યો ત્યારે જાણે એના જીવનમાં નવોજ પડદો ઉપડતો હોય એમ લાગ્યું ! જ્યારે મેં એ બાજી ખેલી હતી ત્યારે મને લાગ્યું કે હું ગધેડો બન્યો. મેં જાતેજ પોતાને ગાળો ભાંડી—પણ છતાં, પણ છતાં મને મારૂં નફ્ફટપણું સરકી જતું લાગ્યું !

**એલ્ડર ડેનિ:** એ તો જગતનો નાથ તારા આત્મા દ્વારા બોલી રહ્યો હતો તેથી, તેથી.

**બ્લેંકો:** હા, હા ! તને જગતના નાથની બધીજ ખબર છે, ખરૂંને ? પોતાની બધીય ખાનગી ખાનગી વાતો એ તને કહે છે ખરૂંને ? તારા આત્માને ધક્કો બેસે એવું એ કદિ કરવાનોજ નહિ, ખરૂંને, પાદરી બાવા ? હં ! ત્યારે પેલા બણુડાના ગળાના દરદનું શું ? એ દરદ તો એણે ઘણું આગળથી મોકલી આપ્યું હશે. કદાચ એ વેળા એને એજ સારૂં લાગ્યું હશે. પણ પછી જ્યારે વાત વંઠી ગઇ ત્યારે એ દરદને શિકસ્ત આપવાને એણે મારી ને તારી યોજના કરી. બરાબર, એણે આપણનેય અમસ્તા તો થોડાજ બનાવ્યા હતા ? તારી દલીલ. ને વળી આપણા વિના ચાલે, એમ હોત તો એ આપણ-ને બનાવતજ નહિ—ખરૂંને ? આહાહાહા ! બરાબર, એટલાજ ખાતર આપણો અવતાર થયેલો. મારા જેવા સડેલા દારૂબાજ કાળોટીયા

થવા ખાતર કે ફીમી જેવા નિરૂપયોગી ફુલફટાક બનવા ખાતર એણે આપણને બનાવેલાજ નહિ-કદિ બનાવેજ નહિ. એણે મને પેદા કર્યો કેમકે એની પાસે મારે સારૂ કંઈક કામ હતું. જ્યાં સુધી એ કામ તૈયાર નહોતું, ત્યાં સુધી એણે મને જીવંતી જવા દીધો, ને પછી જ્યારે તૈયાર થયું ત્યારે ફાંસી મળે કે ફુલ મળે તોય મારે તે કરવું પડ્યું. ને હું તમને કહું છું કે મારૂં પાપીપણું જાણે એમાં ટળી જતું લાગ્યું-પણ, પણ એટલું લાગ્યું કે કોઇ મારા પર જોર કરે છે-મને આગળ હાંકે છે. ગમે તેમ, પણ મારી જીંદગીની એક ક્ષણ પણ મને મારી પાપીપણું જતું રહેલું લાગ્યું ખરૂં. ને બીજી વાર એજ અનુભવ મેળવવા માટે હું બળતી લાહ્યમાં કૂદતાં સુદ્ધાં નહિ ડરૂં. આમ જુઓ, જુવાનડા, તમારામાંથી ફીમીને પરણવા કોણ તૈયાર છે ?

**જુવાનો:** ( અતિશય ઘોંઘાટ કરતાં ) બોલો, બોલો, કોણ પહેલ કરે છે ? ફીમીની સાથે કોણ પરણે છે ? ચાલ, ચાલ, જેક ! કમ્મર કસ. પીટર, તારે માટે તો આ સોનેરી તક છે. ચાલો, ફીમીના વરરાજા, બહાર પડો ! ઓહોહો ! ફીમીબાઇ ! ફીમી !

**ફીમીઃ** ( ટુંકે પતાવતાં ) ચાલો, ચાલો, ખબરદાર, મારૂં નામ બોલ્યા છો તો ! ચૂપ રહો.

**બ્લેંકો:** ફીમી તો રાજરસ્તાનું ગુલાબ-નહિ વારૂ ? તમે સૌ એને આ પરગણાની નઠારી સ્ત્રીઓની સરદાર માનતા'તા, ખરૂંને ? પણ જુઓ-નઠારી સ્ત્રી તરીકે એ પોકળ નીવડી. હું પણ નઠારા માણસ તરીકે ફૂટી ગયો. માટે ચાલો, ચાલો, ડેનિયલ પાદરી બાવા ! અમને એને પરણાવી દો, જેથી અમારાજ કુટુંબમાં તમામ પાપીપણું ઘેરાઇ રહે. કેમ, ફીમીબાઇ ! શો વિચાર ?

**ફીમી:** ભારે પાડ, મહેરબાન ! પણ હું તો એવા કોઇકને પરણીશ જે રૂડું કામ કરતાં શરમાઇ ન મરે-અક્કલ ગુમાવી ન બેસે.

બચ્ચાંને નવું રમકડું મળે તેના જેવો તું તો છે.—તું ને આ તારી દમ વગરની દયામાયા!

**બાઈ:** અરે, પોતાને જાનને જોખમે આવું કરવા કેટલાક તૈયાર થતે વારૂ?

**ફીમી:** ઓહોહો, એટલી બધી ઓવરાઇ પોવરાઈ ગઈ હોય, તો તુંજ એને પરણી નાંખની, બા. તારા જેવી ભલી વહુ એને નહિ મળે, સમજી કે?

**બાઈ:** મારા બણુડાના બાપનીયે મેં બહુ ચાકરી કરી છે. મારે હવે જીંદગીમાં બીજી વાર ભલી વહુ નથી થવું તો! કઈ બૈરી થવાની હતી જે? મારે તો હવે એવા સાથે પરણવું છે, જે મારી ચાકરી કરે—ભલો વર થાય.

**બ્લેંકો:** છે કોઈ તૈયાર, જુવાનો! આ શરતે છે કોઇ તૈયાર? (બધા જુવાનો દશેરિયો ધુણાવે છે) સડેલી, સડેલી આપણી બાજી સાવ સડેલી છે. આ રહી એક ભલી, મજાની બાઇ, પણ એ બિચારી ય ભલમનસાઇથી કંટાળી છે કે એમાં કશો સાર નથી; બનવાનોજ વખત આવે છે.

**હાના:** અરે, પણ દુનિયામાં બધુંજ સીધું હોય તો પછી આપણા જેવા માટે કરવાનુંજ કંઇ ન રહે. રહેવાનું હતું?

**એલ્ડરડેનિ૦:** ભાઇઓ, આનંદી રહો આનંદી, ને પ્રભુને પંથે વળો.

**બ્લેંકો:** ના, ના. પંથે ન જોઇએ ને બંથે ન જોઇએ. સાંકડા ય નહિ, ને પહોળા ય નહિ. ભલા પણ નહિ, બુરા પણ નહિ. કશું સારૂં નથી, કશું ખરાબ નથી. પણ, ખરૂં કહું છું, બે બાજી ચાલે છે. એક સડેલી ને એક સર્વોત્તમ. હું સડેલી બાજી ખેલતો'તો. પણ સર્વોત્તમ બાજી મને રમાડી ગઇ ને હવેથી હું એ સર્વોત્તમ બાજીનીજ હિમાયત કરવાનો. આમિન્. ભાઇઓ, સભા બરખાસ્ત

કરો—ચાલો જોડેની વીશીમાં ઉજાણી; મારે ખરચે. (ટેબલ પરથી ભુસકો મારી ઉતરે છે.)

**જુવાનોઃ** ખરૂં, ખરૂં, બ્લેંકો બાવા! ખરૂં. ઉજાણી, ઉજાણી. ચાલો ઉજાણી. શરબત ને ભજીયાં! ચાલો, ચાલો, ભાઈઓ! બ્લેંકો ઉજાણી આપે છે. ચાલો, ચાલો—એલ્ડરને ત્યાં. હુર્રે! હુર્રે! (પાદરી એલ્ડરને સાથે ઘસડતા ઘસડતા બધાય બહાર દોડી જાય છે)

**બ્લેંકોઃ** (ફીમીનો હાથ ધરતાં) હસ્ત ધૂનન, ફીમી!

**ફીમીઃ** જા, જા, કાળોટીયા!

**બ્લેંકોઃ** અરેરે, વળી પાછો હું પીગળી ગયો—પેલા બણુડીયાના લાડથી પીગળેલો તેમ—મને બચાવવા ખાતર બગડી જઇને તું સોગંદપૂર્વક જુઠું બોલી તેમ!

**ફીમીઃ** આહા! ઠીક, ઠીક, લે! (બંને જણા હાથ મેળવી હલાવે છે.)

